| | | |
|---|---|---|
| ૧ | કેદાર | આરોગુની ધરણી કે ધર ધણી |
| ૨ | ગુડી | પ્રભુ પ્રેમ કરીને પાર ઉતાર |
| ૧ | રેખતા | ( સુદામાનો ) |
| ૨ | સાખી | |
| ૭ | ગુડી; ચાલ હુસની પાધરી | મારા સજન સનેહી શાંમરે સાંહાંજ સમે ઘેર આવુની |
| ૨૫ | ગુડી | આવુ આવુ અલબેલડીને એકાંત |
| ૨૧ | દેશાખ, ચાલ હુસની | મારે મથુરામાં જાઉ આજ છે રે |
| ૨૧ | કલ્યાણ, ચાલ દોભાળી | વહાલે મારે રાસ રચ્યું વનમા રે ( રાસલીલા ) |
| ૧૩ | પરજ, ચાલ હસની | તારી ગત કળી ન જાએ રે મારા કાંહાનજી |
| ૭ | બીરાગડુ, ચાલ નાંહાંની | હે જગદીશ જગત સહુ વેરી |
| ૭ | કલ્યાણ, ચાલ પાધરી | જો લજા રાખશુ હુ હરિ રેસી |
| ૭ | કેદાર, ચાલ હૂસની | હરિને હીંદોલું ગોરી ( હીંદોલાના પદ ) |
| ૫૧ | મલાર, ચાલ સુતાલાની | તમોવીના અમે કેમ રહીસુ રે મારા વાલા |
| ૭ | પરજ, ચાલ નાંહાંની | મોહન પીઆરે મન હર લીનુ રે ( હિંદી ) |
| ૭ | પંજાબી, ચાલ નૂખી | કહ્યું નારી નારી રે આસમકી ખાનાં ( હિંદી ) |

| | | |
|---|---|---|
| ૭ | નાએકી | તો તુ મેરા પીઆરા પ્રાણ આધાર ( હિંદી ) |
| ૭ | નાએકી | પીઆ તોરે નેનુને ઘર મારયા રે ( હિંદી ) |
| ૧ | સોહણી, ચાલ મરડની | અરે હા રે મોરે મીતા |
| ૭ | સોહણી | પીઆ બીન જીઆ કોઇ ઉર ન આવે હે ( હિંદી ) |
| ૧ | સાખી | રાજે બાતાં પ્રેમકી ( હિંદી ) |
| ૭ | અડાણું, ગરબા | તમે મંદીર મારૈં આવજો રે |
| ૧૫ | માળવ, ગરબા | દાદા નવ રાત |
| ૧૩ | આદેસ, ગરબા | નવ નૂરતા વહી ગીઆ ને દશરા આવી દઆલ |
| ૭ | કેદાર, ગરબા | મીઠા મીઠા બોરડા રે મારા બાપજીઆને બીલડીના બાવે |
| ૨૧ | પરજ, ચાલ નૂખી | કાંહાનડ કહણ થઆ હાવે |
| ૭ | કેદાર ચાલ ઝડતી | મેરા દિલને દરદ કે ( હિંદી ) |
| ૭ | ગુડી ચાલ નાહાની | સામુ જુઉ રે સ્નેહી સાન કર |

ચોપડો ૬ ઠો.[1]

| પદ સખ્યા | રાગનુ નામ, | કાવ્ય, કે પદ સમુહના પહેલા પદની પહેલી લીટી. |
|---|---|---|
| ૫ | રાગ ગુડી, ચાલ ગરબાની | વહાલે નાખ્યાં વેગળા સૂં કરીએ રે |
| ૬ | સાખીઓ | રાજે ગોપી કારણે ગોવંદ ગાય ચરાએ ( હિંદી ) |
| ૧ | પચમ | તમે આલસ ના કર આવતા રે ( થાળ ટાપ ૪૫ ) |

---

૧ આ લેખક પાસે છે તે.

## દરેક ચોપડામાં આવેલાં કાવ્ય ને તેની પદ સંખ્યા

| ચોપડાનો નંબર | કાવ્યનું નામ. | દરેક કાવ્યનાં પદની સખ્યાં |
|---|---|---|
| ૧ લો | ૧ સોળ કળા | ૧૬ |
| ” | ૨ શિક્ષા બાવની | ૫૨ |
| ” | ૩ રાસલીલા | ૩૬ |
| ” | ૪ પ્રસાદીયું | ૯ |
| ચોપડો ૨ જો | ૧ દાણ સંસુ ( હિંદી ) | ૭ |
| ” | ૨ વેણગીતા | ૪૪ |
| ” | ૩ દ્વાદશ મહિના | ૧૨ |
| ” | ૪ સાખીઓ | ૨૫ |
| ચોપડી નાની | ૧ દાણીલીલા ( ગુ. ) | ૨૪ |
| ” | ૨ વધાઇનું કાવ્ય | ૭ |
| ચોપડો ચોથો | ૧ માન સંસુ | ૧૦ |
| ” | ૨ સત શિખામણ | ૧૫૧ |
| ” | ૧ વસંતોચ્છવ | |
| ચોપડો પાંચમો | ૧ માનસમો | ૩૨ |
| ” | ૨ કૃષ્ણ પ્રેમ | ૨૫ |
| ” | ૩ ચ્યારહેરી ભાષાતું કાવ્ય | ૨૫ |
| ” | ૪ ” ” | ૨૫ |
| ” | ૫ ઉદ્ધવ દૂત ( હિંદી ) | ૨૫ |
| ” | ૬ નિર્વાણી ( હિંદી ) | ૨૫ |
| ” | ૭ બોધ પચાશી | ૫૦ |
| ” | ૮ શિક્ષા પચાશી | ૫૦ |
| ” | ૯ મનને શીખામણ | ૫૦ |
| ” | ૧૦ બાળલીલા | ૫૦ |

| | | |
|---|---|---|
| " | ૧૧ રેખતા | ૧૦૦ |
| " | ૧૨ પ્રભુ પ્રાર્થના ( હિંદી ) | ૫૦ |
| " | ૧૩ ગોપીકા ગોષ્ટી | ૫૦ |
| " | ૧૪ જીવને શીખામણ | ૫૦ |
| " | ૧૫ સંતને શીખામણ ( હિંદી ) | ૫૦ |
| " | ૧૬ રામ સ્તવન | ૨૫ |
| " | ૧૭ સ્વામી અંગ ( હિંદી | ૭૫૦ ( સાખીઓ ) |
| " | ૧૮ વિરહ વર્ણન | ૨૫ |
| " | ૧૯ કૃષ્ણ વિયોગ | ૫૫ (ગરબા) |
| " | ૨૦ પ્રકાશ ગીતા | ૪૭ ( કડવાં ) |
| " | ૨૧ રાસ ક્રિડા | ૨૧ |
| ચોપડો ૬ ઠો | ૧ ગુરૂ મહિમા | ૫૦ |
| " | ૨ તિથિઓ હિંદી | ૧૮ |
| " | ૩ સ્વાર્થી દુનિયા ( હિંદી ) | ૪૭ સાખીઓ |
| " | ૪ દાણ લીલા | ૨૪ |
| " | ૫ જન્મ સ્તુ | ૧૦ |
| " | ૬ વિરહ બાર માસી ( હિંદી ) | ૧૨ |

## ઉપરના ૬ એ ચોપડામાં આવેલાં કાવ્ય ને બીજી કવિતાનું પૃથક કરણ.

| ચોપડાનું નામ | કાવ્ય સંખ્યા | કાવ્યના પદની સંખ્યા. | કાવ્ય શિવાકુલ બાકીનાં પદ. | પદ |
|---|---|---|---|---|
| ચોપડો ૧ લો | ૪ | ૧૧૩ | ૩૭૦ | ૪૮૩ |
| ચોપડો ૨ જો | ૪ | ૮૮ | ૩૨૮ | ૪૧૬ |
| ચોપડો ૩ જો | ૨ | ૩૧ | ૧૩૬ | ૧૬૭ |

| | | |
|---|---|---|
| ૧ | આરતી | આરતી આનંદ મંગળ ગાઉ |
| ૭ | ગુણમલાર | તમે મુકુ મનનું આંડુ રે મારા પ્રેમ સ્નેહી |
| ૫૦ | ચુસરા, ચાલ ઝડતી ભાખા ગુજરાતી. | સત ગુરને પરતાપ સંભારૂ શાંમને ( કાવ્ય ) |
| ૭ | માળવ, ચાલ પાધરી નૈણાંનું | લાગ્યુ નેહ રે મારા પ્રેમ સનેહી શાંમલા |
| ૭ | કેદાર, ચાલ ગરબાની કાંનુડે | કાંમણ કીધલાં રે લોલ |
| ૭ | મલાર, ચાલ ચુતાલાની | સખી શાંમનું શૂ વાંક અવગુણ આપણા. |
| ૭ | સારંગ, ચાલ દૂસની | કુણે દીઠડુ કાંહાન કોડામણ રે |
| ૭ | માળવ, ચાલ નાંહાંની | મંદીર આવજો રે માહારે |
| ૧૮ | | અમાંવાસ અલખડુ ભજુ, દુજીઆં આપદા તજુ (હિંદી) ( કાવ્ય ) |
| ૪૭ | સાખીઓ | રાજે રૂદે બીચારીઆ કોઉ કીસીકા નાંહીં ( હિંદી ) ( કાવ્ય ) |
| ૩૪ | મવૈયા, ચાલ ઠુમની | આ તુ વાટ જાતાં વહુ વંગ લાગ્યુ માગે માહાવજી મહીનાં દાંણ ( દાણ લીલાનું કાવ્ય ) |
| ૨૧ | પરજ, ચાલ ગરબાની નૂપી | કાહાનડ કઠણ થઆ હાવે, પેલાં બોલંતા ભાવે |
| ૧૧ | મલાર, ચાલ ગરબા | સખી સામળીઉં રીસાયા રે બોલે નહીં બોલાવ્યા રે |

| | | |
|---|---|---|
| ૫ | કેદાર, દેશી આરતી | એણે આપણને સુખ આપ્યું રે, સખી શાંભળીએ |
| ૫ | આશાવરી | વાલા વાન વીચારી કીજે, એમ બારે વાટ ના બોલું રે |
| ૨ | રામગ્રી | આપણા રેહે કહાપણ કરતું રે |
| ૨ | મારૂ | અમને એમ સુકી જાઉં છું તમે કારણ હેવાના થાઉં છું. |
| ૧૦ | કાફી | જનુમા જાદવરાયો રે સહુ જે જે બોલુ ( જન્મ સમુ કાવ્ય ) |
| ૭ | કાફી | જોશીડા જોશ જૂઉની કારે મલશે કાંન |
| ૧૨ | × | કંથ કારતગ માસમાં મોહે છાંડી છાંના ગયા. (કાવ્યં). |
| ૭ | માલવ, ચાલ, ગરબાની. | વારી જાઉં વીઠલા ઘેર આવુ રે. |
| ૭ | માલવ, ચાલ પાધરી | નેણનું લાગ્યું નેહ રે મારા પ્રેમ સ્નેહી શાંમળા |
| ૭ | પરજ | ઉધવ કહેજો રે હરિ કુબ્જા શૂં કીધી |
| ૭ | કેદાર, ચાલ ઠુકડી | મહારે મંદીરએ નાથ સખી સ્નેહ તણી સુવાત |
| ૪ | સાખીઓ | રાજે રેંણી મન રખે તુ કહેણી પરમાણુ ( હિંદી ) |
| ૨ | શ્રીરાગ, ચાલ ગરબાની | મને પાર ઉતાર પાતલીઆ |

| | | | | |
|---|---|---|---|---|
| ચોપડો ૪ થો | ૩ | ૧૬૮ | ૪૭૧ | ૬૩૯ |
| ચોપડો ૫ મો | ૨૧ | ૧૫૮૦ | ૧૪૪૫ | ૩૦૨૫ |
| ચોપડો ૬ ઠ્ઠો | ૬ | ૧૬૧ | ૬૦ | ૨૨૧ |
| | ૪૦ | ૨૧૪૧ | ૨૮૧૦ | ૪૯૫૧ |

આ શિવાય બૃહત્ કાવ્ય દોહનના પહેલા ભાગમા ૧૧, સાતમા ભાગમાં ૨૭, અને પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૨ જા મા ૩ મળી એકંદર પદ ૪૪ જૂદા છપાયાં છે. [2] તે વિના પુસ્તકો છપાવનાનો ધંધો કરનાર બુકસેલરોએ છપાવેલાં પદની સંખ્યા જુદી ગણાય.[3]

છ. વિ રાવળ.

---

૧. કેટલાક કાવ્યના નામ કવિએ કે પાછી લેખકે આપ્યા નથી તેથી તેનો વિષય જોઈને કલ્પિત નામો ગોઠવ્યા છે ૨. ગુ ફાર્બસ સભાના આદ્ય માનદ મંત્રી કે. તનસુખરામભાઈએ આ કવિના કાવ્ય છપાવવાનો વિચાર આ લેખકને જણાવ્યો હતો ૩. આ સ્વરૂપની સાતમી સાહિત્ય પરિષદ માટે તૈયાર કરેલો લેખ

# પ્રાચીન કાવ્ય સુધા.

## ભાગ ૫ મો.

### કવિ રાજેભાઇ કૃત કવિતા સંગ્રહ.

**જ્ઞાન ચુસરા[1]**–ચાલ ઝડતી (ભાખા ગુજરાતી)

સત ગુરુને પ્રતાપ, સંભારૂ શામને,
એ જીભલડીએ જશ ગાઉ, સુધારે કામને;

---

૧. એના દરેક ચરણમાં ઘણું કરીને ૨૨ માત્રા છે. તેવા ચાર ચરણ મળીને એક તુક અથવા છંદ થાય છે. રણછોડભાઇ ઉદેરામકૃત રણપીંગળમાં આ છંદ આપેલો જણાતો નથી તેમ દલપતરામ કવિની પીંગળમાં પણ આ છંદ નથી. કવિ શામળ ભટે અંગદ વિષ્ટિમાં ચોબોલો નામે છંદ વાપરેલો છે. પણ તેનું માપ જુદા પ્રકારનું છે તેમ તે અને આ છંદ જુદા છે. પણ સાક્ષર શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ છપાવી પ્રસિદ્ધ કરેલા કબીર સાહિબના બીજક નામના ગ્રંથના બીજા ભાગના પૃષ્ઠ ૨૯૧માં હિંદી કવિ પ્રયાગદાસે આ છંદ હિંદી ભાષામાં વાપરેલો છે.

મસ્તાના મન મારી, ગયા મન બિચકૂં,
સાહેબ નામ સંભારી, પરા નહિં ફીચકૂં.
આઠ પ્રહર ધમસાન, લડાઇ શૂરને,
( અરે હાં હો ) પ્રયાગ.સકલ ખાસના મારી, હટાઇ પૂરને.

ઉપરનો છંદ રાજેના છંદને બરોબર મળતો આવે છે, તો પણ આ બે કવિની કૃતિમાં એટલો ફેર છે, કે પ્રયાગદાસ કવિએ કેટલેક સ્થળે આ છંદને ચારને ઠેકાણે.૭ અથવા આઠ લીટીમાં પણ વાપરેલો છે.

કેહે રાજે રઘુનાથ, રૂદેમાં રાખીએ,
એ ભગત આપ ભગવંત, ભવો ભવ દાખીએ.
એ ભગત બીના ભગવાન, અફળ અવતાર છે,
જે જાણે નહી જગદીશ, પશૂ નર નાર છે;
કેહે રાજે રઘુનાથ, ભજીને માંણીએ,
( પણ ) બીજી એકુ વાત, કે હૈએ ના આંણીએ.
એ કુહનાં મા ને બાપ, કે કુહનાં છોરડાં,
એ કુહનુ ઘર વેપાર, કેહૂનાં ઢોરડાં;
કેહે રાજે વેપાર, વણું ધ્યુ પ્રાણીયુ
પણ ગોવિંદનું ગુણ પાડ, હૈએ નવ જાંણીઉં.
હૈએ હરિનૂ નાંમ, ન રાખે રોઝડાં;
કરે દંદ ને ફંદ, ભરવા હોઝડાં;
કેહે રાજે કોવાર, ભજે નહી રાંમને,
એ લાગી રહ્યા લબાડ, જગતના કાંમને.
એ જૂઠુ જગ વેહેવાર, જોઇ નાં ભૂલીએ,
તે કાંઇ ન આવે સાથ, ને ફોકટ ફૂલીએ,
કેહે રાજે કરતાર, બીના કેમ છૂટીએ,
એ મૂકી કંચન ખાંણ, પાંહાંણ શૂં લૂંટીએ ?
એ પાંહાંણ ગણુ પાખંડ, રતન તે શંમજી,
કેં તેનૂં ધરીએ ધ્યાંન, કે જેનૂં કાંમજી;
કેહે રાજે કરતાર, બીના સહૂ કારમૂ,
તુ તેની મૂકી વાત, ન બીજી આરભૂ.
આ રમીએ અલખ, ખલક જીણે કર્યૂં,
એ ઉદરમાંહે આહાર, માસ નવનૂં ધર્યું;

કેહે રાજે ગૂણ કેમ, વીસરે નાથના,
એ સતીકેવા પ્રાંણ, હરીના હાથના.
એ હરીતણું તૂં હેત, ગીઉ કેમ વીસરી,
તે ભુલ્યુ ભુંડી વાડાર, નરકથી નીસરી.
કેહે રાજે કો વાર, તે પડશે કાંમ તુ,
તાંહાં કોની કરે સંભાળ, રાખશે રાંમ તુ.
એ રાંમનૂં નિરલે નાંમ, જગત તૂ જૂઠ છે,
એ હરિ બીના સદૂ વાત, તે માથા કૂટ છે;
કેહે રાજે કો વાર, ન મૂકો નાથને,
(પણ) વેહેતી મેલો જીવ, જગતની વાતને.
જગ સારૂ જગદીશ, ને મૂકે માંનવી,
એ છીલરની[1] છત જોઈ, જવા દે જાંનવી[2];
કેહે રાજે કરતાર, વીના કેમ છૂટશે?
પછે પડશે જમનો માર, ને માથૂ કૂટશે.
લાગ વિના લગાર, ન જીસે બોલીએ,
એ વણુ ગરાક વેપાર, તે માંહાંને ખોલીએ;
કેહે રાજે જાંહાં લાગ, તાંહાં તેવૂં ચાલીએ,
જાંહાં ભાવ્યા સરખું હોએ, તાંહાં ભાવે ભાળીએ.
સમણા સરખું સૂખ, સંસારી જાંણીએ,
એ હરિ વીના કૈં વાત, હૈએ નવ આંણીએ.
કહે રાજે કરતાર, વીના સહુ જૂઠ છે,
એ ભગત વિના ભવ માંહે, કે માથાકૂટ છે.

---

૧. ન્હાનું તળાવ ૨ ગંગા નદી.

એ મૂકુ માથાકૂટ, જ્વા દો જહુાંનને,[1]
હૈડે રાખી હેત, ભજુ ભગવાંનને.
કેહે રાજે હરી નામ, ભજી લુ ભાઇ રે,
એ જાવા દ્નને જૂઠ, જગત સગાઇ રે.
હરજી રાખે હેત, તૂ આવ્યા લોકમાં,
એ ધરીએ તાહારૂં ધ્યાન, કે શીલ સંતોકમાં.

કેહે રાજે કરતાર, તૂં રાખે લાજ તુ,
એ તમ સાથે મહારાજ, પડ્યું છે કાજ તુ.
એ કાંમ પડ્યું તુ તુજ, સધારે શામળા,
કૈં ભીડ પડે ભગવંત, ન રાખે આંબળા.
કેહે રાજે કરતાર, હાવે ઊગારજો,
તમે તારણ છુ માહારાજ, જગતમાં તારજો.
એ તારે ત્રીભોવન નાથ, બૂડતાં બાંહ દે,
જાંહાં તાપે સૂકે તન, તાં શીલી છાંહ દે.
કેહે રાજે કરતાર, કુટારૂ[2] ભાંજની,
જે વેરી બોલે બોલ, તીહુને ગાંજની.
ન મળે માને બાપ, કે પીહર સાસરૂં,
એક મારે તુ માહારાજ, તમારૂં આસરૂ;
કેહે રાજે રણછોડ, તૂં ઓથે રાખજે,
એ તમને સુંપું પ્રાણ, ન પરવશ નાખજે.
જેને જે સુંપ્યું હ્રએ, તે તુ તાંહાં જાળવે,
એ વહેતી મેહેલુ વાત, એમ નહીં પાળવે;

---

૧ દુનિયા. ૨ કુટારા—નકામી માથા કૂટ.

કેહે રાજે રણછોડ, [૧] તમુને લાજ છે,
એ મારે શું માહારાજ, તમારૂં કાજ છે.
એ અવગુણ કર્યા અનેક, અમે તુ નાથજી,
તે કાંઇ ન ધરસુ મન, કેહૂં છૂં વાતજી;
કેહે રાજે રણછોડ, [૨] હાવે રણ છોડજો,
એ દંદ વાતુનાં દલ, તે મારી મોડજો.
એ માયાના મોહ માંહિ, પડયૂં મન માંકડૂં,
પણ મૂકે નહી તે મૂઢ, ન જાણે સાંકડૂં;
કેહે રાજે એ એમ, જગત સવાએ છે,
પછે વાઢી સરખા જમ, જીવપર ધાએ છે.
ધાએ જીવ પર જમ, ન જાણે કોઇ તે,
એ જગત ભગતનો તુકે, કરે છે દ્રોહ તે.
કેહે રાજે કરતાર, વીના કેમ છૂટશે,
એ વળી કહું છું કાળ, લતાડી લૂંટશે.
ખળ વિદ્યામાં ખેલ, રમે છે ભેદ તુ,
સાધુનાં સત વચન, કરે નખેદ તુ.
કેહે રાજે હરી નામ, નથી કો જાણતા,
એ પરવશ પડશે પ્રાણ, જશે જમ તાણતા.
તમે સાજે બાંધુ પાળ, કે સેવુ સાધને,
કે ગોવિંદના ગુણ ગાઉ, તજી ઉપાધને;

---

૧. અહિં રણછોડના બે અર્થ થતા જણાય છે. એક કવિના પિતાનું નામ રણછોડભાઇ હોય, ને બીજું રણછોડરાય એટલે શ્રી કૃષ્ણ મહારાજના અર્થમાં હોય.

કેહે રાજે હરી નામ, હૈઆમાં રાખજો,
એ પ્રેમીને પરસંગ, પ્રેમ રસ ચાખજો.
એ હરી હૈયાનૂં હાર, હૈઆમાં રાખીએ,
તે ભલૂં ભૂંડુ કો કહે, ન કહાડી નાંખીએ;
કેહે રાજે એ પ્રાંણ; સંગાતે પ્રીતડી,
પણ એવી કોઇ અટલ, રાખજો રીતડી.
એ રૂડા રાખે રીત, ન મૂકે માંમ તે,
પણ સુધારે શ્રી નાથ, [illegible]નાં માંમ તે;
કેહે રાજે હરી સાથ, જીહૂને હેત છે, તોડુ [illegible] સુધારે-[illegible] [illegible]ળા
કૈં તે ચેત્યા જગમાંહી, બીજા અચેત છે,
તે જીવ સંગાતે જાય, સુભાવ શરીરનુ,
ન ફાટે ફીટે ભાત, ચટકુ ચીરનુ;
કેહે રાજે હરી એમ, હૈયામા ધારીએ,
એ પ્રાંણ સંઘાતે પ્રીત, તે કેમ વીસારીએ.
જેહેની સાથે કામ, તે કેમ વીગારીએ,
એ મૂકી નિર્મળ નાથ, ન કહુને ધારીએ;
કેહે રાજે હરી નાંમ, હૈયાનૂં હાર છે,
મેં તે મૂકાએ કેમ, શાંમ શણગાર છે.
એ શામળીઓ સનેહી, તેને કેમ મૂકીએ,
એ એને મૂકી કેમ, અવરને ઢૂકીએ;
કેહે રાજે કો લાખ, કરે જો વાતડી,
પણ તુહે ન મૂકે નાથ, દીહ ને રાતડી.
એ ધન જોબન સંસાર, તે વેહેતાં નીર છે,
જેમ પાણીનૂં પરપોટ, કે તેમ શરીર છે;

કેહે રાજે હરીનામ, ભજુ હડીએ હડી,
તું સાસે સાસ સંભાર, વળી ઘડીએ ઘડી.
તું ઘડીએ ઘડી સંભાર, વીસાર માં નાથને,
એ સત કરીને માન, સંતુની વાતને;
કેહે રાજે કલ્યાણ, જીવનૂં થાય તું,
જો ભાવે કરે ભગત, હરી ગુણ ગાય તું.
જો હરી ગુણ ગાએ હેત, કરીને તુ ફળે,
જો એ ગોવિંદ ગાતાં મન, એ ગોવિંદમાં ગળે;
કેહે રાજે હરી નાંમ, વીના નવ ઊચરે,
કૈં મૂકી દુએમ વાત, હૈયેથી નવ ફરે.
હું હૈયેથી ટાળ, હરીને ભાળવે,
એ જેહને સુંરયુ જીવ, તે જુગતે ત્તળવે;
કેહે રાજે હરી નામ, ભરૂસુ મનમાં
તું તેની કર સંભાળ, શ્યામ જીવનમાં
જેહેને રાખે રામ, તેને કૂણ ગાંજશે,
જે કરે સાધની  વાત, તેનાં મૂળ ભાંજશે;
કેહે રાજે હરી જન, હુએ તે માંનજો,
કૈં એમાં નથી અસત, સાંભળે કાંન જો,
જે આવે તે જાય, રહ્યાનૂં કો નથી,
એ રેહેશે હરીનું નાંમ, કીવતા કેહે કથી;
કેહે રાજે રહે ભલાં, ભુંડાંનાં પારખાં,
જે ન માનું તે જુએ, વળી આ વારકાં.
એમ કેહે છે વારોવાર, વચન સહૂ સંત એ,
એ સંસારમાં સાર, નાંમ છે તંત તે;

કેહે રાજે એ રખે, મૂકતા રાંમને,
જો કરે તાકુ કાંઈ, તમારા કાંમને.
એ ગણું તુ સરજનહાર, બીજા તુ લોક છે,
એ અવસરે આવે કાંમ, બીજા તુ ફોક છે;
કેહે રાજે હરી હેત, મીના હૈઆટીએ,
કૈં કુહુની સાથે વેર, વાહાલ નહી વાંટીએ.
એ કરીએ ભુતલમાંહે, ભગત ભગવંતની,
કૈં ગાઇએ ગોવિંદ નાંમ, કે સેવા સંતની;
કેહે રાજે હરી નાંમ, તરવા નાવ છે,
કૈં પ્રીતે પામુ પાર, દનિયા દરીઆવ છે.
છતની દેખી છુલ, ફરે એહેંકારમાં,
તે બોલે મોટા બોલ, સહુ નર નારમાં,
કેહે રાજે હરી ભગત, ન કાંઇ તરેવડી
તે કોટે પડશે જોય, જમની જેવરી.
એહેકયા બોલે એમ, બૂધના હીણુ તો,
કૈં કરે પીયારી [1] વાત, તુ શા પરવીણુ તો;
કેહે રાજે હરી એમ, હાથથી ખુએ છે,
એ જૂઠા જગને કાજ, જૂઠની રૂએ છે.
સંસારી શોભા કાજ, સહૂ ત્રૂટી મરે,
એ માસીસા પર મન, વળી વરસી કરે,
કેહે રાજે હરી નામ, ન આવ્યું હાથ જે,
એ પૂઠે કીધું પુણ્ય, ન આવશે સાથ જે.

---

1. પારકાની.

જે હેતં આપ્યૂં હાથ, આવશે સાથ તે,
એ પૂછે કરવું પુણ્ય, વેહેવારી વાત તે;
કેહે રાજે હરી ભગત, વીના સહૂ ભૂલશે,
એ આંધ્રીને એહેકાર, વળી મન ફુલશે.
ખર તે કોરડા ખાય, તુરીને ઘાસની,
એ શોભા ને સાકૂત, હરીના દાસની.
કેહે રાજે હરી જુએ, જગતના હેતને,
જે પ્રેમીને પરણાંમ, ને ખોજે પ્રેતને.
એમ લાખે ખરચે દાંમ, સંસારી કાંમને,
કેહે આપ્યાને નહીં એક, હરીનાં નામને;
કેહે રાજે હરી જૂએ, સંસારી સેરડુ,
હરી સાથે નહી હેત, એવું મન એરડુ.
સગાં ને સંસાર, ની શોભા જોઇને,
તે એહેકી એઠૂ મંન, ગણે નહીં કોઇને;
કેહે રાજે હરી નામ, વીના એ હારશે,
એ ભારી ભવ સંસાર, કુહુ કુણ તારશે.
એ ધોળી ધુળી અગ, પીઆરાં પેરવાં,
કો આવે ઓળખનાર, તું તાકે ચેરવા;
કેહે રાજે એ એમ, સોભા સંસારની,
તે હરી વિના સહૂ જૂઠ, વાત વિસ્તારની.
સાકૂત કરે સુ વાત, નડે નહીં સંતને,
જેમ થાકયુ ફૂટે પગ, ન લાગે પંથને,
કેહે રાજે હરી વાત, કહીએ શું અંધને,
એ ઉડાડે કો ધુળ, અડે નહીં ચંદને.

કે ઊંચી નાખે ધૂળ, તેહેને માથે પડે,
એ રવી શશી આકાશ, તીહને[1] કાંહાં અડે;
કેહે રાજે કે એમ, જુએ ની અંતને,
એ જગત અંતણી ઉપહાસ, ન લાગે સંતને.
એ વળી વિચારૂ ભાઇ, ભલાઇ એ ભૂલસુ,
લખ ચુરાસી માંહે, જૂગો જૂગ ઝુલશુ,
કેહે રાજે કે એમ, વીચારૂ જીવથી,
જે શામ કરે તે કામ, થશે કુહુ શીવથી.
ક્યા કરે દયાળ, તમારા દાસને,
જે ધારી રહે છે એક, હરી વિશવાસને;
કેહે રાજે કરતાર, કળા તુ રાખજે,
એ ભવ બેડી માહારાજ, તું ભાજી નાખજે.
એ ભગત આપ ભગવંત, ભવો ભવ ભાવની,
કે પ્રેમ થાએ પરકાશ, દશા દે દાવની;
રાજે હરી રંગ, રૂદેમાં આપજે,
: ભક્ત કરી ભગવાન, તમારૂ થાપજે.
(૫૦)

---

૧. તેમને.

# રાસ પંચાધ્યાયી.

## કડવું ૧ લું

### સાખી.

કહે રાજે રંગ ઉપજ્યો, હૈડે હરખ અપાર,
વેણુ સુણી વ્હાલા તણાં, (ત્યાં) ગ્રેહ પાંમી વ્રજનાર.

### ચાલ.

તાંહાં તો ગ્રેહ પાંમી વ્રજનાર, માંહો માંહે કરે વીચાર,
ચાલોની જોવા જઇએ, સખી સરવ સાંતરાં થૈએ.
રૂડી શરદ પૂનમની રાત, રમવું શામળીઆની સાથ,
કાલીંદ્રી જમના પાસ, શામળીએ તે માંડયો રાસ.
મોહન મુખે મોરલી વાજે, તેહેની ધ્વન ગગનમાં ગાજે.
વન વીણા વાહે વનમાલી, તાંહાં જોવાને સહુ ચાલી.

---

## કડવું ૨ જું.

### સાખી.

જોવા જાદવરાયને, જે જેમ તે તેમ ધાય,
કહે રાજે મન કેમ રહે, ત્યાં રંગ ઘણેરા થાય.

---

૧. વિ. સં. ૧૮૯૬ની હસ્ત લિખિત પ્રતમા આ કાવ્ય નહિ હોવાથી બીજી પ્રતમાથી ઉતારેલું છે, તેમા લખ્યા સાલ આપેલી નથી, પણ લખાણની શૈલી જોતા તે, તે પછીથી લખાયેલું હોય એમ જણાય છે.

ચાલ.

ત્યાંહાં તો રંગ ઘણેરા થાએ, કેમ મંદીરમાં રેહેવાએ;
ચાલોની જઇએ એહેની, હાવે લાજ ન ગણુશી કેની.
કેણે અવળા સજ્યા શણગાર, મન થોભે નહીં લગાર,
કોઇ હાર ભરાવે હાથે, કોઇએ કાંકણ મેહેલ્યું માથે.
કોઇએ કુંડળ પેહેર્યાં ચરણે, કોઇએ નેપૂર ઘાલ્યાં કરણે,
કોઇએ એકજ આંજી આંખ, તે તો વાંસલડીનો વાંક.
કોઇએ અવળી પેહેરી ચોળી, મળી ઠાંમ ઠાંમથી ટોળી,

---

કડવું ૩ જું.

સાખી

એમ અબળા વ્યાકુળ થઇ, મૂકી કુળની માંમ,
કેહે રાજે રંગ ઉપજ્યો, હાવે હાથ ન લાગે કાંમ.

ચાલ.

હાવે હાથ ન લાગે કામ, જોવાને સુંદર શ્યામ,
કેણે ભોળવીઆ ભરતાર, કેણે તજીઆ સહુ વેહેવાર.
કેણે મેહેલી તે કુળની લાજ, તે તો ત્રીકમ તારે કાજ,
એકે રોકી તે રાખી રામા, સહુ પેહેલી તે પોહોચી શ્યામા.
એક નહાતી તે ચાલી નાર, તેને લાજ નહિ લગાર,
વૃંદાવન લાગી લાર, જાણે હરણીની છૂટી હાર,
દોડતી તે શ્વાસ ન માએ, હાવે જે જેમ તે તેમ ધાએ.

---

## કડવું ૪ થું.

### સાખી.

પોહોચી પ્રેમાનંદને, સઘળી સહીઓ સાધ,
કેહે રાજે રૂડું થયું, હાવે નેણે નિરખ્યા નાથ.

### ચાલ.

હાવે નેણે નીરખ્યા નાથ, વાહાલાશું તે કીજે વાત,
મુખ દેખીનિ મોહજ પામી, સહુ ત્રેહની વેદના વામી.
દેખીને દેવ મોરાર, હૈડામાં તે હરખી અપાર,
અમો આવ્યાં છઊં હાવે, વાહાલા રાસ રમાડો ભાવે.
પ્રભુ પૂરો તે મનની આશ, આજ રમવો તે રંગ વિલાસ,
એમ રૂડો તે રંગ રમાડો, વાહાલા આંક વાળોની આડો.

---

## કડવું ૫ મું.

વેણ સૂણી વનિતા તણાં, વીઠુલ બોલ્યા એમ,
કેહે રાજે આ રાતમાં, તમે હાં આવ્યાં તે કેમ.

### ચાલ.

તમે હાં તે આવ્યાં કેમ, નરે મૂકયાં કે લીધાં જેમ,
જયારે પરણ્યો તે લેશે પેર, ત્યારે કેમ જવાશે ઘેર.
શીખામણ માંનો હમારી, ઘેર જાઓ સકળ વ્રજનારી,
એમ લાજ લોકમાં લાગે, પછે ભાર તમારો ભાગે.
એમ રાખો ઘણીશૂં ધ્યાંન, એમ મૂકાશે જો માંન.

---

## કડવું ૬ ઠું

### સાખી

મોહન મુખ એમ ઉચરે, નીચું ભાળે નાર,
કહે રાજે આ રાસમાં, હાવે ઓછો આ અવતાર.

### ચાલ.

હાવે ઓછો આ અવતાર, મુખે બોલે નહીં મોરાર,
અમો આતૂર થૈને આવ્યાં, પણ ભૂધરને નહીં ભાવ્યાં.
અમો તો આવ્યાં વનમાં, એ ના આવ્યૂં મનમાં,
હવે સહીએર શી પેર કરવી, મત ઘેર ગયાની ધરવી,
જો પાછી જઇએ ઘર, ત્યારે નીસરવું નોતું ઘર[૧]
હવે તન તજીએ તે સારૂં, ત્યારે સહીએર કે' સહુ વારૂં.

---

## કડવું ૭ મુ.

### સાખી.

ગોપી કેહે ગિરધર સૂણો, મનમાં મોટી આશ.
રાજે રીઝયા નાથજી, હાવે કહે રમાડો રાસ.

### ચાલ.

રંગે રમીએ તે રસીયો બોલ્યા, સખી સરવે પાથર ખોળા,

---

૧ પહેલેથી.

ગોપીના મનની વાત જાણી, વૃંદાવન લીલા ઠાણી.૧
હાવે રજની કીધી ખટ માસ, રમવા રંગ વીલાસ,
તાંહાં તાલ પખાજ જ વાગે, તાંહાં સુંદર શ્યામ બિરાજે

---

કડવું ૮ મું

સાખી.

વૃંદાવનની કુંજમાં, વાગે વીણા રસાળ,
કહે રાજે હરિ રાસ રમે, તાંહાં ગોપી ને ગોવાળ.

ચાલ.

રમે ગોપીને રે ગોવાળ, તાંહાં દીસે તે ઝાક ઝમાળ
તાંહાં તાંન તુંબરૂ વાગે, તાંહાં રૂડો તે રંગ છાજે.
હાવે રંગ ભર્યો રણછોડ, દેખીને પોહોતે કોડ,
મોહે સહુ નરને નાર, ત્રીકમનું તેજ અપાર.

---

કડવું ૯ મું.

સાખી.

તેજ તમારૂં જોઇને, હૈડે હરખ ન માય,
આ રંગ રાજે મૂકતાં, કોહોનું મન ન થાય.

ચાલ.

મૂકવા મન કોહોનું ન થાય, તાહારી શરમે જદુરાય,
આવી સરવ દેવતા ભાળે, તાંહાં ઇંદ્ર વીમાન ન ચાલે.

---

૧ ઠરાવી, કરી.

દૂર જોઈ રહ્યા તાંહાં કાંમ, હાવે નથી એ તો ઠાંમ,
શ્રીકૃષ્ણનું દેખી તાંન, મૂનિ જનનાં તે ચૂક્યાં ધ્યાંન.
તાંહાં શંકર આવ્યા ઊઠી, બ્રહ્માની તાલી ચૂકી,
મોહ્યાં ધરતી ને આકાશ, મોહ્યા મેરૂ પર્વત કૈલાસ.

---

## કડવું ૧૦ મું.

### સાખી.

જે જુએ તે જીવડા, સરવે પામે મોહ,
આ રંગ રાજે ભાળતાં, તૃપ્ત ન થાએ કો

### ચાલ

હાવે તૃપ્ત ન થાએ કોઇ, રહ્યાં પશુ પક્ષી સહુ મોહી,
મોહ્યા મોર કળા બહુ માંડે, ગૌ ધાવતાં વાછરૂ છોડે.
મોહ્યા શશી[1] સૂરજને તારા, થીર થૈને રહ્યા બીચારા,
મોહ્યાં જમનાનાં જળ જેહ, થીર થૈ ના ચાલે તેહ.
મોહ્યાં માંકલડાં મન માંહે, કૂદી કૂદી નાચે તાંહે,
મોહ્યું સહુ વૃંદાવન, ધંન ધંન રે જગજીવન.

---

૧. ચંદ્ર.

## કડવું ૧૧ મું.

### સાખી.

ધન ધન દીન દયાળને, પૂરે મનની આશ,
રાજે રંગ જામ્યો ઘણો, હાવે હરિ રમાડે રાસ.

### ચાલ.

હાવે હરિ રમાડે રાસ, અબળાની પૂરે આશ,
ગોપીને લાડ લડાવે, વ્હાલો કરૂણાનંદ તે કહાવે.
અબળા આનંદમાં ઝીલે, તેનું રોમ રોમ અંગ ખીલે,
દેખી તે લીલા લેહેર, કોઇ જાવા ન તાકે ઘેર.
એમ વાગે તે મોહનાં બાંણ, તન મન વીંધ્યાં તે પૂરણ,

---

## કડવું ૧૨ મું.

### સાખી.

મનમાં મોહ ઉપજ્યો ઘણો, સુખ પાંમી સહુ સુંદરી,
રાજે રંગ જામ્યો ઘણો, હાવે અંતરધ્યાંન થયા હરિ.

### ચાલ.

હરિ અંતરધ્યાન થયા, ગોપીઓના પ્રાણજ ગયા !
મનમાં રહી મોટી દાઝ, અમને મૂકી ગયા મહારાજ.
એમ વ્યાકુલ થઇ વ્રજનાર, આંખડીએ આંસુની ધાર,
અબળાને ઊઠી જ્વાળ, શું કીધું સરજનહાર.

---

## કડવું ૧૩ મું.

### સાખી.

ટોળે થઇ તાંહાં ટળવળે, નાથ વિજોગે નાર,
રાજે રૂંધન ઊપજે, હાવે તજી ગયા ગોપાળ.

### ચાલ.

હાવે તજી ગયા રે ગોપાળ, અબળાને ઊઠી જ્વાળ,
દીનાનાથ ગયા અમને મેહેલી, ગોપી હુંડે વન વન વેલી.
ગોપી વરખને[1] પૂછવા જાય, કોઇએ દીઠા જાદવરાય.
તરૂવરને તનશું આંણી, ગોપી ભેટે ભધર જાંણી,
એતો વરખ ન બોલે બાઇ, તમો શીદ રહ્યાં છો સાહી.

---

## કડવું ૧૪ મું.

વન વન હુંડે વીનતા, કંઇએ ન જડે ભાળ,
રાજે રડતાં સહુ રહ્યાં, હાવે વૃંદાવન મોઝાર.

### ચાલ.

હાવે વૃંદાવન મોઝાર, હાં રે રમતા તે દેવ મોરાર,
આપણુને તે મેલ્યાં ઊવેખી, કાંઇ કુડા અવગુણ દેખી.
આગળથી લાડ લડાવ્યાં, કેડે લેઇને કાંએ પછાડયાં,
આપણુને ઊવેખ્યાં નાથે, રાધાજીને લીધાં સાથે.

---

1 વૃક્ષ.

### કડવુ ૧૫ મુ.

#### સાખી.

રાધા મનમાં મોટમ કરે, જાણે દીનદયાળ,
રાજે રતી એક નાથ કહે, તમે વળગો આંણી ડાળ.

#### ચાલ.

તમે વળગો આંણી ડાળ, એમ વાહી ગયા ગોપાળ,
મોહનજીએ મેહેલ્યાં રોતાં, રાધા હીંડે વન વન જોતાં.
શું કરૂં હૈયું ન ફાટે, ખોયું કંચન કાચને સાટે
સખી સહૂ આવી તાંહિ, રાધા રડતાં દીઠાં વન માંહિ
તુંતો વાહાલાને હુતી વ્હાલી, વનમાં કાંએ મેહેલી ટાળી?

---

### કડવું ૧૬ મું.

#### સાખી.

દુખણી સહૂ ટોળે મળી, રૂદન કરે અપાર,
રાજે રૂખણી રાધીકા, કહે પ્રાંણ તજુ નિરધાર

#### ચાલ.

હાવે પ્રાંણ તજૂ નિરધાર, દેખીને દુઃખ અપાર,
એક ગોપી ડાળે ફાંસી, એક કહે જુઓ મન વિમાસી.
એક જમનાંમાં ઝંપલાવે, એક કહે કાં ઘેહેલી થાએ,
સખી સર્વ થાય એમ ઘેહેલી, ત્યારે કાંએ ન સમજી પેહેલી.

---

## કડવું ૧૭ મું.

### સાખી.

સહીએર સહુ ટોળે મળી, મનમાં વિચારી વાત,
પ્રેમ વિના નહીં પરગટે, રાજેનો રસીયો નાથ.

### ચાલ.

રાજેનો રસીયો નાથ, હરી હેતે તે આવે હાથ,
રાધાને કરો રણછોડ, સહુ ગોપી રહો કર જોડ.
એમ નાટકી થઈને નાચો, જદુનાથને સરવે જાચો,
આરાધો એકે મન, ત્યારે આવે જગજીવન.

---

## કડવું ૧૮ મું.

### સાખી.

નાટકી થઇ નાચે સહુ, મેહ ભરી વ્રજનાર,
રાજે રહી ન શકયા હરી, તે પ્રગટ થયા મોરાર.

### ચાલ.

હાવે પ્રગટ થયા મોરાર, જુધરને ભેટે નાર,
એમ મળી રમાડયાં રાસ, અબળાની તે પુરી આશ.
એ તો હરિ રાધાનો રંગ, સૂણતાં સુખ થાએ અંગ.
જે કો ગાશે નરને નાર, તે તો છૂટશે ભવ સંસાર,
એ રાસ પૂરણ થયો, રાજેના મનમાં રહ્યો.

## ચુમ્મેરા સુહાગી[1]

કર સુહાગી શામ સનેહી એક તું,
તું પુરે મનની આશ, તમારો દાસ હું.
કહે રાજે હરિ હેત, હૈઆમાં રાખજે,
કેં વત્તાં વળી મહારાજ, દાસને દાખજે.
કેં દાસ કરે છે આશ, તમુને ભેટવા,
તે ભલે મળ્યા મહારાજ, મહા દોખ મેટવા.
કહે રાજે જો નેહ, લગાડુ નેણનું,
તુ નીભાવિ કરજે નાથ, વળી એ વેણનું.
સ્નેહ કરૂં છું શામ, તમારા સુખને,
તુ દયા કરી દયાળ, કાપજે દુઃખને.
કહે રાજે હરી રંગ, રૂદેમાં આપની,
જે બાંધેલા છે બંધ, તે સઘળા કાપની.
એ નીભા(વ) કરજે નાથ, તમારા નેહનુ,
એ જેને સુપું શીસ, તાં દાવુ દેહનું.
કહે રાજે હરિ હાથે, ન મુકો હાથથી,
હું સખળુ પામૂં સુખ, તમારા સાથથી.
હરી હૈઆમાં બાણ, કે લાગ્યાં મોહનાં,
કેમ પરગટ દીસે ઘાયુ, નથી કૈં લોહનાં.
કહે રાજે હરિ હેત, હૈઆમાં સાલશે,
જે કીધાં ગડદાપેચ, તે શું સંભાળશે.

૧. આ પચાસ ચોસરા ગુજરાત ફાર્બસ સભાના જુના સંગ્રહમાંથી મળેલા હસ્તલિખિત પુસ્તક ઉપરથી ઉતારી લીધા છે. આ પુસ્તક વિ. સં. ૧૭૭૯મા લખાયેલું છે.

નેણશું લાગ્યાં બાંણ, કે લાગ્યાં જેહુને,
તે ક્રીધાં ગાતર ભંગ, આય નહી તેહુને.
કહે રાજે હરિ નામ, વિયોગી જે વળી,
તે વીંધી મેહેલ્યાં એમ, મુઆં તે ટળવળી.
એ મેહની વાંકી વાત, બીતી તે જાંણશે,
એ વણ બીત્યાં બીપરીત, રૂદેમાં આંણશે.
કહે રાજે હરી હેત, જીહુને છે હૈયે,
તે નૈણે વરત્યું નેહ, મુહુડે શું કહીએ.
એ મુઢે કેહેતાં. મરમ, જડે નહિ જાંણજો,
એ અખરમાંથી અરથ, હૈઆમાં આણજો.
કહે રાજે રસમાંહે, વળી જે રૂપ છે,
તે નીરખી લેજો નાથ, સરગોણ ? ભૂપ છે.
એ કળા તમારી કેમ, કળાએ કાંહાંનજી,
એ ભૂલવવાને ભેદ, કર્યો ભગવાંનજી.
કહે રાજે રણછોડ,[1] રમું છું રંગમાં,
તુ કેમ પુહુચાએ શામ, તમારા સંગમાં.
એ શાંમલીઆ સનેહી, તું ઓરૂ આવની,
હું એ માગું માહારાજ, હસી બોલાવની.
કહે રાજે તું હાર, હૈયાનુ છે હરી,
જો ભેદુ તું ભગવાન, વારણાં લેઉં ફરી.

---

૧. આ ઠેકાણે ‘ રણછોડ ’ શબ્દના બે અર્થ થતા દેખાય છે. ઋણમાંથી મુક્ત કરનાર રણછોડ ( શ્રી કૃષ્ણ ) ને બીજો અર્થ રણછોડભાઇ તે રાજે કવિના પિતાનું નામ હશે.

નેહ લગાડી નાથ, ન જેશ વેગલા,
એ મલીએ મીટા મીટ, મહાવજી તે ભલા.
કહે રાજે રસરૂપ, રૂદેમાં રાખીએ,
હરી દા'ડી દરશણ આપ, અમે એ દાખીએ.
તમે નાંહાંનપણાથી નેહ, લગાડયું નાથજી,
હાવે કુહુની કેમ ગમે, કુહુની વાતજી.
કહે રાજે હરી રંગ, લાગ્યુ જે રીતમાં,
તે ચુટાડયા ચિત્તડામાંહે, પ્રેમની પ્રીતમાં.
એ મહીઅરમાંથી મોહ, લગાડયું મહાવજી,
હું તે દાહાનુ એ, અમુને ભાવજી.
કહે રાજે હરી ચંત, ચઢયા કેમ વીસરે,
એ નેણુમાંથી નાથ, ન અલગા નીસરે.
સાસુડીનું સાલ, જેએ શું સાસરે,
એ પરણ્યુ પશુ સમાન, રહીએ શું આશરે.
કહે રાજે હરી એક, તમારૂ આશરૂ,
એ મુકયાં માને બાપ, કે પીહર સાસરૂ.
કે જેને જેશું પ્રીત, કે તેહુને તે ગમે,
તેમ નાથ વિના એ નેણ, ઠરે ન વીસમે.
કહે રાજે હરી સાથ, જે લાગી પ્રીતડી,
તે ભવ ન થાએ ભંગ, અટલ એ રીતડી.
એ નૈણાં અટકયાં નાથ, તમુને જોઇને,
એ ચલે ન અલગૂં ચંત, રહ્યું મન મોહીને.

કહે રાજે હરી રૂપ, તમારૂં ભાળીએ.
એ દેખીને દિગમુઢ, થયાં કેમ ચાલીએ.
હાવે ચાલ્યાનું નહી અંત, પંથ કંઇ પારકે;
તે કાંઇ ન ધરીએ કાન, કો વાત હજાર કહે.
કહે રાજે હરી હેત, તમારૂં માગીએ,
એ નૈણાં ઠારૂ નાથ, નેહમાં જાગીએ.
ધન એ ગોકુલ ગાંમ, ધન એ ગોપીઓ,
એ ચઉદ ભુવનમાં એમ, હરીશું ઓપીઓ.
કહે રાજ રસ રૂપ, રૂદેમાં નાથનું,
એ કુણે અરથ ન થાએ; પ્રેમની વાતનું.
ધન એ વંદ્રાવન, ધન એ વેલડી,
એ હરી રમે જાંહાં રાસ, રંગની રેલડી.
કહે રાજે હરી હેત, રમે સાહેલડી,
એમ ગોપી ને ગોવંદ, કરે બેહુ ચેલડી.
એ ધન જમનાંનાં નીર, નાહે જાંહાં નાથજી,
એ કાંહાંનડ કરે કલોલ, સખી સહુ સાથજી.
કહે રાજે હરી હેત, કરે સહુ ઠાઠમાં,
એ મીટ મેલાવુ થાએ, જમનાં ઘાટમાં.
એ બારે માસ વીલાસ, કે વંદ્રાવનમાં,
એ આનંદ કેરા ઓઘ, સહુના મનમાં.
કહે રાજે હરી હેત, જપે સહુ નાએકા,
તે રહી જુગોજુગ વાત, કવીએ વાએકા.
એ જે દા'ઢાના નાથ, તમુને દીઠડા,
તે દા'ઢાના જોર, લાગુ છુ મીઠડા.

કહે રાજે હરી હેત, હાવે નહી ઊતરે
એ નીશદિન નેણ માંહે, નાથજી તુ ફરે
તમે આવુ અમારે ઘેર, રમવા રાતડી
હૈં મન ગમતી માહારાજ, કરીસુ વાતડી
કહે રાજે હુર્ખ ન માએ, રમીએ રંગમાં
તુ હૈડે હરખ ન માએ, કે ઊલટ અંગમાં
જે જળ ભરવાને જાઊ, તે જોવા નાથને
હૈં હસીશું કરવા વાત, જવા દેઊ સાથને
કહે રાજે માહારાજ, મળે તુ માંણીએ
એ નેણું જોતાં નાથ, હરખ બહૂ આંણીએ
તમે મહી ખાવા માહારાજ, મળો મારગમાં
વળી વાટડી માંહે કહો, રહેજો વગમાં
કેહે રાજે હરી હેત, હૈઆમાં રાખીએ
હૈં વાહાલપણાની વાત, એકાંતે દાખીએ
તમે મધરાતે માહારાજ, મારે ઘેર આવજો
કો સહીએર વ્હાલી હુએ, તે સાથે લાવજો
કહે રાજે હરી હેત, જણાએ તેહનું
એ મન નહી ખાટું થાએ, બેહુમાં કેહેનું
તે સાથે લાવે સહાય, સુહાસણ સુંદરી
તાં લાજ ન કરે લગાર, કહું છું હે હરી
કેહે રાજે હરી બહુ, ને આદર દીજીએ
જે અમથી સેવા થાએ, તેહેવી તુ કીજીએ

જળ ભરવાને આજ, ગઇતી ઠાઠમાં
અને ઉચીતા માહારાજ, મળ્યા તે વાટમાં
કહે રાજે હરી હેત, ઝાલ્યુ હાથ તુ
એ ભલું ચુઘડીઉ ભાવ, કહીએ શું વાત તુ
એ મન ગમતા માહારાજ, મળ્યા હુએ વનમાં
તુ જવા દીધાની વાત, કરે કો મનમાં
કહે રાજે હરી હાથ, આવે એકાંતમાં
તુ સહુકો ભીડ બાથ, હૈઆની ખાંતમાં
એ હોનારૂ તે હુઉ, ન ડાહાપણ કીજીએ
એ લખ્યા ટલે નહી લેખ, દોષ નહી દીજીએ
કહે રાજે હરી વાત, કરવી જેમ છે
તે ઘટે ન વાધે રેખ, તેમની તેમ છે
એ કોઇ ન જાણે વાત, નાથના નેહની
એ મલતાં મીટ જણાએ, કે શામ સનેહની
કહે રાજે હરી તેજ, લહે એ રીતડી
કૈં પેલા ભવની હુએ, જીહુને પ્રીતડી
એ પેલા ભવની પ્રીત, હશે કૈં પાછલી
તુ ઝમલા છે શામ, સગાઇ સાચલી
કહે રાજે હરી હેત, ન રાખે અમથુ
એ મલતાં ને માહારાજ, મલે મન ગમતું
એ મન જોઉ મહારાજ, કે મલતાંને મલે
હરી તેમ ન મૂકે ટાંક, કે ટલતાંથી ટળે
કહે રાજે કો કેમ, છેતરે નાથને
એ માહા ડાહ્યુ મહારાજ, જાણે સહુ વાતને

એ માહા ડાહુ માહારાજ, વરતે મંનની
તે સેહેજે કરે સંભાલ, કે સાધો જંનની

કહે રાજે એ કુણ, ન રાખે નાથને
એ સગુણ ધર્યું સરૂપ, સનેહી સાથને

એ આદ નીરંજન નાથ, બીસંભર વીસ્તર્યા
એ ગોપી કેરે હેત, કે ગોકુલ અવતર્યા

કહે રાજે ગોવંદ, ચારી ગાવડી
તે કીધી સાંહાંને કાજ, વાત કુહુ આવડી

એ ગુપત હૈયામાં હેત, તે કાહાવે ગોપીઓ
જે પરગટ કરે પરકાર, તે ઘાલે ટોપીઓ

કહે રાજે હરી હેત, હૈઆનું જાણશે
તુ તેહના રૂદીયામાંહે, કે મોહન માંણસે

એ ગોપી કેરે હેત, કે ગોકુલ વાસીજી
એ પ્રેમી જનને કાજ, કે પ્રેમ પરકાસીજી

કહે રાજે એ નાર, વહુંધી નાથને
તે કોઇ ન જાણે ભેદ, વીધીની વાતને

નવધારી ઉપરાંત, ભગત એ નારની
તુ કીધી વાત જરૂર, હરી અવતારની

કહે રાજે હરી ભગત, એ દશધા ગોપીઓ
તુ ચઉદ ભોવનમાં એમ, જુગો જુગ ઓપીઓ

વશ કીધા વૈકુંઠનાથ, વીચારૂ વાતને
એ ઇચ્છે સુંદર શામ, સખીના સાથને

કહે રાજે હરી એમ, શ્રીમુખ કહે કથી
જે વૈભવ વંદ્રાવન, તે વૈંકુંઠમાં નથી.
શ્રી વંદ્રાવનની વાત, વખાણી શૂં કહીએ
એ વ્રજ ભોમીની ધૂળ, બરાબર નવ થઇએ
કહે રાજે રસ રેલ, વહી જે તે સમે
તે સોપે બ્રહ્માદીક, હજુ નીચા નમે
એ સખી ભાવની ભગત, હશે કૈં જેહને
તુ રજ માતર રસ નાથ, આપશે તેહને
કહે રાજે હરી રસ, વના જે ગાએ છે
તે અળગા મૂકયા પ્રાંણ, પછે પસ્તાએ છે.
અનેક કરે ઉપાએ, ના પીછે પ્રેમને
તે મૂકી શામ સનેહ, વલગે નેમને
કહે રાજે રસ રૂપ, હરી ગુણ નવ ગમે
તે ભટકે ભૂતલ માંહે, ભલા ભૂલા ભમે
મીઠડાં લોળ નાથ, વદન એ જોઇને
એ નૈણાં ત્રપત ન થાય, રહું મન મોહીને
કેહે રાજે રસ રૂપ, હરીનુ ભાવતૂ
તે હરખે હૈડાં જોર, કે જોઇએ આવતૂ
એ પ્રેમની આગલ પુન્ય, ન માંડે બીજલુ
જો ત્રીભોવનમાં તાંન, કરે કો ત્રીજલુ
ત, પ્રેમને પારખે
તુ તેહેને ગેહેલુ ગાંમ, સહુ સંસાર કેહે
એ ગેહેલાંની ગોઠ, કરે કો ગેહેલડાં
જે સુણતાં કરે ગૂમાન, તે મનનાં મેલડાં

કહે રાજે હરી સાથ, જીહુને સાચ છે
તુ સુણતાં નાથનું નાદ, વલી તે નાચશે
જો કરીએ મારગ માંહે, કે મીટનુ મેલડુ
તુ આંખે જોતાં આળ, કરે અલબેલડુ
કહે રાજે અત[1] સનેહ, દેખાડે શ્યામલુ
તે પાડે પ્રેમને પાસ, જો મારગમાં મલું
હાવે ન દેસુ છેહ, છબીલા અમને
એ કહુ છૂં માહારાજ, હાવે હું તમને
કહે રાજે રણછોડ, રૂદેમાંહાં રંગ દે
એ પ્રેમ ભગત પરકાશ, અનોપમ અંગ દે
એ પ્રેમ ભગતની વાત, અમો તુ નવ લહીએ
પણ કુડે કપટે નાથ, તમારાં થઇ રહીએ
કહે રાજે માહારાજ, રાખજે સંગમાં
જે આનંદ કેરા ઓઘ, સદા રહે અંગમાં
અમે કુડે કપટે નાથ, તમારાં કાહાવીએ
એ આશાબંધી પ્રાંણ, પલકાં આવીએ
કહે રાજે માહારાજ, કહું એક તમને
એ લીલા રસ ગૂણ ગ્રાંમ, આપજે અમને
અરજ કરી કહૂં એહ, હરી રંગ રાખજો
એ અમ સરખાં માહારાજ, વતાં હૈં દાખજો
કેહે રાજે રસ રૂપ, હરી ગૂણ આપજો
મને ભગત કરી ભગવંત, તમારૂ થાપજો

---

૧. અતિ, ઘણું.

## માંન સમો.

### સવૈયા[1]—ચાલ ચુતાલાની.

કુંજ લોવનમાં રાધકા ને હરી બેઠાં હુતાં આનંદમાંહે
હેડલે હરખતાં નેણાંમાં નરખતાં દષ્ટ પુહુતી હાર તાંહે
હારમાં તેજ પોતાતણું જોઇને રાધકા કહે હરી હાવે કાંએ
પણ દાસ રાજે પ્રભુ હેત જાણ્યું હવે શું કહીએ સમજી
મન માંહે
એમ રીસ ચઢાવીને રાધકા ઊઠયાં ને સોચના લાગી તે
શ્રી હરીને
એ મનનુ મરમ કુણુ જાણુ એમ શે ચાલ્યાં મચકુ કરીને
છે કો ડાહી જે કોટમાં જાએ ને સમજાવે જઇ સુંદરીને
પણ દાસ રાજે પ્રભુ એમ કહે હવે કુણ લાવે એને
આંહાં ફરીને
પછી માહાવજી મન બીચાર કરીને તેડાવી તેણી વાર હતી
દીનાનાથજીએ કહી દાખવીને જે મૂળ મંડાણની વાત
હુતી.
પ્રેમની વાતમાં પ્રીછવે સુધની એમ પઢાવે લુજને તુતી
પણ દાસ રાજે પ્રભુ એમ કહે આવજે લાવજે તું
તેહેનું મન ધુતી

---

૧. આ સવૈયાનું માપ મેળવતાં કવિના વખતની ભાષા અને જોડણીમાં અતિશય ફેરફાર કરવો પડે તેમ જાણી માપ મેળવ્યું નથી.

જાંઉ છું તું ખરી સાંભળુ શ્રી હરી લાવવા તેહુને હુ
આવશે તુ
પ્રેમ કરી પધારસુ નાથજી તમને તાંહાં બોલાવશે તુ
કહ્યાની રીતે કે'શ તુ સુધની વેણુ વચન જો ભાવશે તુ
પણ દાસ રાજે પ્રભુ પ્રેમની વારતા તમને કહેશ જો
કહાવશે તુ
દૂતી મોકલી હરીએ ગઇ તાંહાં હડીએ જઇ મલી
રાધા સાથે
એકાંત ઉદાસ થઇ કાં એ બેઠાં એમ રીસ ચઢી કુહુ
કેઇ વાતે
રીસ તજીને રંગમાં રમની ચાલ તેડુ ઝાલી હાથે
પણ દાસ રાજે પ્રભુ વાટ જોતા હશે વાર લગાડ માં
મધરાતે
અરે મધરાતે તૂં મોકલી સીદને નાથને નાર નથી જ
બીજી
એને તુ અબલા છે અનેક એ નાથ રહ્યા નથી આંહાંજ
રીઝી
એને મન ચઢી છે બીનતા કો વગી જોણ છું વાર
બીજી ત્રીજી
પણ દાસ રાજે પ્રભુ હેત બીના હવે અમ ઉપર ઉઠે
ખીજી
અરે ખીજસે કેમ છે ખાંત તાહારી એકાંત બેઠા તાંહાં
તુજ તેડી
એ જૂઠ જો કહું તુ જો એનું તાંહાં વળી નાર નથી
બીજા નેડી

સૂનૂ લાગે સહુ તજ વીના નથી ગમતૂ કાંઇ મંદીર મેડી
પણ દાસ રાજે પ્રભુ મન વિષે ધરે ધ્યાંન તાહારૂ પ્રભુ
ભાન છોડી

દૂતી દેછ સીખાંમણ સીહ હાવે નથી આવવુ તાંહાં
કંઇ આજ મારે

એ કાંહાંનની વાતની કાંન ધરૂ બીજી મન માંને તે
કેહે તા હરી

બહુ રંગીનુ નેહ તે શું વળી એક મૂકી અનેકને ધારે
પણ દાસ રાજે પ્રભુ પ્રીતમાં પારખાં નેહ નવું તાંહાં
નેણ ઠારે

અરે નેણ છે નાથનાં તું ભણી રાધકા રીસ તજીને તું
કાઢ રૂડી

ગુણ આંમ ગાતાં સાંજ સવાર થીઇ તુહે તાહારે મન
રાગ ગુડી

વાતની વાતમાં રાત વહી જાએ છે પછે સીદને સેજ તુ
જાશ ભુંડી

પણ દાસ રાજે પ્રભુ તું વીના તરફડે દાઝ જાંણે તું તુ
આવ દુડી

અરે દાઝ દૂતી ઘણી તેહની તજને થાએ લાગ્યું શું
લાંચ લીધી

સાંસતી બોલ રે સોર કે સાંભલે ઘેહેલી થઇ કે શું
ભાંગ પીધી.

વાતની વાતમાં વેણુ ન પારખે જા પાછી તને સીખ દીધી
પણ દાસ રાજે પ્રભુને સહુ સુંપજે સંભલાવે સહુ
વાત સીધી.
જેહેવું કોહોછ તેહેવું જઇ કાંહાંનને કેશ તુ ચટકુ લાગસે
જોરે તમને
કેહેશું અદકી ઓછી જીભ જે વાવરી ઠબકુ દેસુ ને
એમ અમને
એમાં કાગલીઆના કાંન કો કાપસે સોચના શી સાચા
સમ ને
પણ દાસ રાજે પ્રભુને જે કેહેસ કે જીવ દયા કંઇ હુએ
જમને
અરે જીવ દયા હૂતી તજમાં જોર છે તાક જીલે જશ
કરવાને
ડાહી થઇને આવી છે ડોટ દેતી પણ ઠાંમ નથી આંહાં
ઠરવાને
બેઠી પનુતી પગ તાહારે માટે મોકલી ફેરા ફરવાને
પણ દાસ રાજે પ્રભુને જઇ કહુ ધીરજ આપે ધ્યાંન
ધરવાને
આકલી થઇ એહેકારમાં બોલતી રાધકા રહે હાવે રીસ
કરતી
તૂ બીના કાંમની કોડ છે કાંહાંનને રે'શ તૂ મન મગજ
ધરતી
આપણુ વના અડસે નહીં નાથને સુંદરી શું હશે કેડ
ફરતી.

પણ દાસ રાજે પ્રભુ એમ મને કહ્યું લાવજે આવે તું મન
વરતી
અરે મનની વાત તું વરતે છે ત્યારે સીદ આવી આંહાં
તેડવાને
આપડી ખૂપનુ બલ દેખાડતી માંહ માં આકરાં બેડવાને
કુણે તેડી તૂ વણ સીદ આવી તું મુર્યાં વેડવાને
પણ દાસ રાજે પ્રભુ વાત વીસ્તારવા મોકલી તૂ
તરછોડવાને.
અરે એવડી તાતી થાએ કાં તૂં વલી જોબનનું એક જોર
માટે
જોબન જસે જોતાં જોતાં એ ચાલસે રૂપ ને રંગ વાટે
કાંએ હુસે હરી હાથથી મુએ છે નાથજી નહી મલે એમ
નાઠે.
પણ દાસ રાજે પ્રભુ ભાવ જોઇ ભરે નીતર નાં અરે
કોટ હાડે
અરે જા છાંનીમાની છત દેખાડતી નાથની વાત તું
શૂ જાણે
શિવ વીરંચી સરખા સેવતા ભુલવા તે વળી ભરમ આંણે
છે ધુતારડુ ધુર્ત વીધા રમે નેહ દેખાડીને નાથ નાણે
પણ દાસ રાજે પ્રભુ સેં નથી પારખ્યા સુધ હીણી એમ
શે તાણે
તું ગૂણ મહારૂ નથી જાંણતી ઘેહેલડી એવડુ તાંણુ તે
કાજ તારે
માહારૂ કહ્યુ નથી માનતી હુવડાં જો એ હેલી પછી તુજ
હારે

નાથ શું તાંણું માં ત્રુટશે તજને માહારી પેઠે નહી કોઇ
વારે
પણ દાસ રાજે પ્રભુ આકુરા આવસે જાઉં પાછી હું
ઘેર માહારે
દીનાનાથને દૂતી એમ કહે જઇને જોર એહેકાર એને
જ આવ્યુ
એનું વાંક નથી માથે ચઢી ફુલ્યુ ફુલ્યુ એમ નાથ
ફાવ્યુ
મન મોટમમાં મરડકુ બહુ કરે બોલ કાંહાંથી દીએ એ
બોલાવ્યુ
પણ દાસ રાજે પ્રભુ સાંભલુ સાચ કહુ એનું સુભાવ મને
ન ભાવ્યું
દીનુનાથ કહે દૂતી સાંભલે સાચ કહું રાધકા માહારડે
મન ભાવી.
અનેક છે કાંમિની ચમકતી દાંમની તેહેમાંથી એ ચીત્ત
આવી.
સૂધની સમજાવી ને કરી કોટ ઊપાએ ને સે ન લાવી
પણ દાસ રાજે પ્રભુ એમ કહે દૂતી અમથી એકલી
સુરે આવીં.
એ તુ માંનની માંન તજે નહી મોહન કેમ મનાવીને
લાવું હું હાવે
તેહેનુ તુ મન મલે નહી આવવા તમે તુ અહી ભાળી
રહ્યા ભાવે

તમે તાંહાં પધારીને પાર જુઉ એ મીટ મેલાપ કરે છે
કો હાવે

પણ દાસ રાજે પ્રભુ માંન માહારૂ કહ્યું રંકની આગલ
શું જવું રાવે.

અરે રંક સુહે એ તુ ચકવે સહુમાં જેમ જાંણે તેમ
લાવ તેહને

કળ પડે નહી તે વના સુજને તજ વના હું કહું કેહેને
કાંમની કેલને અવતર્યો આંહાં અવતાર લીધો જેની
કાજ જેને

પણ દાસ રાજે પ્રભુ એમ કહે સાચરી જેમ જાંણે તેમ
મેલવ એને.

દુતી લેઇ આવી દીનાનાથને તાંહાં રાધા આંહે આલી
કહે ઊઠ હેલી

જોની એમ આવ્યા હરી આજ દયા કરી લાગની પાએ
તું લાજ મહેલી

આનંદ માંહે રમુ કાંએ દેહને દમુ કાળ ને ક્રોધ તું કાઢ ઠેલી
પણ દાસ રાજે પ્રભુ આંગણે આંબીઆ ભાવ વધાર રે
થા એળી

અરે બળવું શું દુતી ભાવ પાખી અને મન મલ્યા વના
સુ રે મલવું

એકનું મન ને એકનુ નહી પતંગની પેર તે શૂ રે બળવું
તારે શૂં સવાદ એ જીભ જાંણે જ્યારે વણ ચાવે
અમથુ ગળવું

પણ દાસ રાજે પ્રભુ વણ પુછે કુહુ કેમં ગમે અમથું
રળવું

અરે રળવું રાધકા હુએ પેહેલુ વળતી વરસાતની વાટ જુએ
વરસાત ઠાંમુકુ થાએ ત્યારે રેલા ચુકયા હુએ તેજ રૂએ ?
જેઠ માસથી જાળવે સહુ કોઇ કે આલસુ આલસમાંહે સુએ
પણ દાસ રાજે પ્રભુને જે ભેટ રે હાથ આવ્યા હરી કાં એ ખુએ
અરે હેત હશે તુ આવશે આંહાં હરી કહુ તે શું વગી વીસ્તારી
પેઠાં નાચવા ને વલી ઘુંઘટું કરવું એ તે શી વગી સૂઝ તાહારી
ઊતરસે નહી અનેક ઉપાએ નાથ આવ્યા વના રીસ માહારી
પણ દાસ રાજે પ્રભુને જે કુહુ જે વાહાલપણાની છે રીત નીઆરી
અરે એવડુ માંન ન કર રે માંનુની તુ વના નાથને અડસે નહી
શણગાર સોલે જ્યારે અંગે હસે ત્યારે કાજલ પાખી કૈં ખડસે નહી
સુંદર સોભા શશીની છે તાહા તેજ તારીનું જડસે નહી
પણ દાસ રાજે પ્રભુ સાથ સખી ઘણી તુ વના નાથને ખડસે નહી

દીનાનાથની સાથ અનેક હશે પણ હું વના નાથને નહી ચાલે

સણુગાર અનેક એ અંગ સજુ પણ આંખ ઓપે કાજળ કાળે

સુંદર સોભા શશીની છે પણ, ઓપસે કેમ આકાસ હાલે

એ દાસ રાજે પ્રભુ સાથ સહુ છે પણ હુ વના નાથજી અહીં ભાળે

અરે એવડુ બોલે છે ઇતરાતી અંગ ઊજળૂ ગાલર માદ ગોરી.

ઉઠ ઉતાવળી ચાલ અવે તુ છંદ તે શા પ્રભુભાન છોરી

આંગણે ઊભલા નાથ તાહારે દેખાડૂ તુજને આવ ઓરી

પણ દાસ રાજે પ્રભુ આવતા જોઇને ભેદ રે ભૂલમાં કહું ભેળી

જદુનાથ આવી જયારે હાથ ઝાલ્યો ત્યારે પ્રેમદા ઊઠીને પાય લાગી

તૂ માંન માહારૂં કહ્યું મૂક એ આંબલુ રીસ રૂદેથી તું કાઢ આઘી

ભાવ જોઆ વીના ભાંમની તૂ વળી હીંડતી શે ભાગી સાગી

પણ દાસ રાજે પ્રભુ એમ કહે હાવે લાગી એ કંઠ તે લાજતી સ્યા'

પછે કાંહાંન ને કાંમની કંઠ લાગ્યાં ભાગી રીસ ને
રૂદઆ રંગ વાધ્યુ
મળી મીટમાં મોહ અનેક દેખાડીને સુધનુ શ્યામ
સનેહ સાંધ્યુ
એહેવા સુખના આગર લાલીયા શ્રી હરી હોળગ્યું
દુઃખ અનેક દાધ્યુ
બેહુ મેલવ્યાં મેંએ એમ કહે દુતી સહુને રૂદેથી રોષ
ટળ્યા
આનંદના ઓઘ અપાર થયા જયારે દુધને સાકર બેહુ
મળ્યાં
સુખ સાગરમાં સ્યાંમા શ્યામ ઝીલુ ખોએલા દીવસના
ખંગ વળ્યા
પણુ દાસ રાજે પ્રભુ રંગ રૂડુ થઉ આજથી દાહલા
જાણ ગળ્યા.
એહેવું વંદ્રાવનમાં રાસ રચ્યુ ગોપી ગોવંદને સખી
સાધ ગવૈઆ
માધવ મધુરૂ મરદંગ વજાડે રૂખી નારદ નાચે સંગીત
ચવૈયા.
વીતી માંન વેળા હાવે દાન સમુ મળ્યા મહી ખાવા
માહારાજ ખસ્યૈઆ
પણુ દાસ રાજે પ્રભુ પાએ લાગી કહ્યા માન સમે ખત
રીસ સવૈયા.
( ૩૨ )

## દાણ સમુ.

સવૈયા—ચાલ હંસની.

ગોપી—( આ તુ ) વાટ જાતાં વડું વંગ લાગ્યું, માગે માંવજી મહીનાં દાંણુ દાંઢી,

શૂં કહૂં ગોકુલની ગોપીઓને, જીણે રીત આગળથી એજ પાડી.

માથે ચઢાવીને મસ્ત કીધુ, કરે વાધતી વીઠલુ વાત આડી,

( પણુ ) દાસ રાજે પ્રભુ ગુઆલની કેહે, નહી જાઉ આંહાંથી તમે લાભ કાઢી.

કૃષ્ણુ—લાભ લીધા વીના આજ મૂકું નહી, કાંમનીને એમ કાંહાંન કેહે છે,

વળી પૂછ તારા પરીવારને જે, વણુ આપે કો વાટ વેહે છે,

આ વ્રજની વાટમાં વીનતા આવતી, દાંણુના દોકડા સહુ દે છે,

પણુ દાસ રાજે પ્રભૂ એમ કહે, ત્રીલોકમાં માહારી રીત એ છે.

ગોપી—એમાં રીત શાંની રણછોડીઆ રે, તૂં સાંભળ સુખની વાત મારી.

વીવેક વીચાર તું શૂં જાણે, નાંહાંનપણથી નંદજીની ગાયો ચારી,

મારે બોલ સંભાળીને શાંમલા રે, કૈં તજથી હૂં નહી
જાઉં હારી,
પણ દાસ રાજે પ્રભુ ગુઆલની કહે, તમે જાણશું જે
મલી વ્રજ નારી.
કૃષ્ણ—જીભ વાવરે છે પણ જોર જણાવીશું, આજ
આવી છે હાથ મારે
જઈ કર પોકાર જાંહાં પાળવે તાં, વળી તેડવું હુએ
તેને તેડ તારે.
પણ આજ ઊતારૂં હું નાદ તાહારા, વળી વાધતા
વેણુ તૂં જોઇ મારે,
પણ દાસ રાજે પ્રભુ એમ કહે, અહીં વાઘ ને બોકડી
એક આરે.
ગોપી—રહુ રહુ બહુ બળ દાખવતા, રે ઠકરાત ઠામૂકી
આંહાંજ આવી,
પેલા કંસનૂ રાજ શૂં આજ બૂડયું, જે થાએ લૂટા લૂટ
એમ આવી;
તમે માત જશોદાને જૈ પૂછ તે, વાત કહેશે સહ
સમજાવી,
પણ દાસ રાજે પ્રભુ ગુઆલની કેહે, દુઃખ પાંમશું
રે દુઃખ ઊપજાવી
કૃષ્ણ—એવા વાધતા બોલ ન બોલ રે, બાપડી, કંસના
હંસ તો કાલ લીધા,

પછે સાધ હુતા તેને સાધ ભાવે મળ્યુ દૈત્ય હુતા તેને
દુઃખ દીધાં;
પછે કાંમની કાંહાંનને હાથ આવી ત્યારે, મુજ કીધી
વળી મહી પીધાં
પણ દાસ રાજે પ્રભુ એમ કહે એવા સુંદરી સંગમાં
રંગ કીધા.
ગોપી—ગોપી ઘેર આવી એક પેર કીધી, મહી વેચવા
સીદ જૈશૂં રે,
જૂઉ લાલ સારૂ થાએ લૂટ આવી, ખરૂ ખોલડ[1] બેસીને
રહીશૂં રે;
વેવારથી તુ અમે વાજ આવ્યાં, જેવા નાથ થયા તેવાં
થૈશૂં રે,
પણ દાસ રાજે પ્રભુ મનની વાત તે, બાઇજીને એક
કહીશૂં રે.
તમે બાઇજી ખોલડા સાંભલુની, વાંસે વનમાહે વશ
કીધલાંરે,
જૂઉ ચીર ચોળી કટકાજ કીધા, નાંહાંની વહુને સાંઇણું
દીધલાં રે;
કરૂં સોર તુ સાંભળે સહુ કોઇ, અમે લોક લજ્જાથી
બીધલાંરેઃ
પણ દાસ રાજે પ્રભૂ કંસના રાજમાં, માહાવલે મારગ
લીધલાંરે.

---

૧ ઘરમા, કાઠિયાવાડી શબ્દ છે.

પછે માત જશોદાને જે કહ્યું, તમે પેર પૂતરની સાંભળુ રે,
એમ દહીને દૂધડાં ખાએ લૂંટી, વળી વાટ વચે કરે માંમલુ રે,
જૂઉ રાત દાડુ એવા રંગ રમે, વળી અંગ ઓઢે કાળુ કાંબલુ રે,
પણ દાસ રાજે પ્રભુ શુઆલની કહે, એના ગાલડા શૂં ના આંમલુ રે.

જશોદા—પછે નંદરાંણી કેહે નાથજીને, કુને સીદ સંતાપવા જાઉછુ રે,
ઘેર મહી માંખણનાં માટ ભર્યાં, સીદ લોકનાં લૂંટી ખાઉ છુ રે;
સમજીને ચાલીએ સૂત માહારા, એમ ઘેલપણે ગવાઉ છુ રે;
પણ દાસ રાજે પ્રભુ સાંભલુની, સીદ પર નારી પુઠે ધાઉં છું રે.

કૃષ્ણ—એતુ વાટ જાતાં વઢવાઢ કરે, અળચીત્રી જાત આહીરની રે,
એમાં વાંક મારૂં નથી. વીનતાનુ, મને દુવાઇ છે જો ખળબીરની રે,
વળી મૂખ માંડીને કહુ ત્યારે જણાએ, એ વાતો નીર ખીરની રે,
પણ દાસ રાજે પ્રભુ એમ કહે, અળચીત્રી જાત આહીરની રે.

---

૧ અટકચાળી

પછે બાઈ બોટયાં બાઈ સાંભળુની, વસ એક છે
વહુના મનમાંરે,
આ પાપરી વાટનુ ઘાટ મૂકી, વહુ સીદને જાય છે
વનમાં રે,
વન વાંસળી વાએ છે રાગમાં ગાએ છે, ધ્યાંન છે ઢોરનાં
ધેનમાંરે,
પણ દાસ રાજે પ્રભુ દેવતા કેહે, એનું હેત દેખ્યું હરી
જનમાં રે.

ગોપી–બાઇજી બેહડલ ભરવાને હું તો, ગઇતી જમનાંના
આરડે રે,
મને સાંન કરીને સમજાવી એણે, મને નાથજી ધૂતારડે રે,
સહીએર સાંમૂ નથી ભાળતુ ને, એ તુ ખીઆલ પડયુ
છે માહરડે રે,
પણ દાસ રાજે પ્રભુ વાતની વાતમાં, હાથ નાંખે હરી
હારડે રે.

જશોદા–તમે સાંભળુની વહુ વાત માહારી, એમ અદર
કહુ કેમ ચાલશે રે,
આવાં સાંતરાં થૈને સંચરૂ છુ પણ, માહાવજી મીટમાં
ઘાલશે રે,
તમે ઘાતનુ ઘૂંઘટુ હાથ કાઢુ, આડી અવળી આખડી
ભાળશે રે,
પણ દાસ રાજે પ્રભુ મલશે તુ પછે, ભવનાં દૂખડાં
ટાળશે રે.

છબીલાને છંત દેખાડવાને થૈ, જાએ છે છેલ છબીલડી રે,
શણગાર સજે સહુ શોભતા ને, વળી આંખ આંજે કરે
ટીલડી રે;
આ સહુ સહીએરનુ સાથ તજી, વળી વનમાં જાએ છે
બીલડી રે,
પણ દાસ રાજે પ્રભુ ધાઇને ભેટશે, જોઇને લેહેર આ
લીલડી રે.

ગોપી-બાઇ લોક અદેખડા આલ બોલે, હાવે હાથ
કુને સુખ દીજીએ રે,
કરે વાત વધારી ને વાધતી એવાં,જૂઠડાં ને શું કીજીએ રે;
વેવારથી તુ અમે વાજ આવ્યાં, એવા બોલ બોલે
તીણે ખીજીએ રે,
પણ દાસ રાજે પ્રભુ હેત રાણુ હવે, લાભ લેખાવટ
લીજીએ રે.

લાજ મૂકયા વીના દાઝ ભાગે નહી, સાંભળુની
સાહેલડી રે,
હાવે જેમ જાંણુ તેમ લોક લવુ, પણ કર ગોવંદશૂ
ગેલડી રે;
એક એકનો જોઇને કોઇ શકે, નાખે ભચકુ થૈને બેલડી રે,
પણ દાસ રાજે પ્રભુ મીઠડા એવા, જેમ સાકર ને સેલડી રે.

સંસારનૂ સૂખ અસૂખ દેખું, સખી સપનૂ સીદ
વખાંણીએ રે,

જગત સારૂ જગદીશ સાથે છે, જીવ જતાં ના તાંણીએ રે,
જેની સાસરી સાકર હુએ કુની, હેલી હૈડામાં એમ જાંણીએ રે,
પણ દાસ રાજે પ્રભુ હાથ આવે, પછે મનની મુજે માંણીએ રે.

મારૂં મન મોહ્યું તારૂં મુખ જોઇ, અલબેલડા તૂ અહીં આવની રે,
તારી આંખ સાંમુ આઠે પુર[1] ભાળું, મને સાંન કરી સમજાવની રે;
આ વાટડીમાં લખ[2] લોક આવે, કૈં કાંનજી અમને કાહાવની રે,
પણ દાસ રાજે પ્રભુ પાએ લાગૂં, મને હેત કરી બોલાવની રે.

તૂ આવજી મંદીર આવ મારે, કહું મનની માંડીને વાતડી રે,
મારા સમ જો શાંમજી ગેઇ કરૂં, તું રમવા આવજે રાતડી રે;
દીઅર દેરાંણી જેઠ જેઠાંણી, સહુ સૂતે રમૂં ઘાતડી રે,
પણ દાસ રાજે પ્રભુ દાવમાં આવજો, જોઇ જગતની જાતડી રે.

તારૂં મૂખ દીઠા વીના મન માને નહીં, આંખ લાગી અલબેલડા રે,

---

૧. પહોર.

શું વેગળા વેગળા વાવરૂ છુ અહી, થાઉની ભૂધર
લોલડા રે;
ભલુ ભાવતુ ભેટીએ દ.ઝ ભાગે, એમ થાએ છે મનના
મેળડા રે,
પણ દાસ રાજે પ્રભુ ગળતાં ગણીએ, કુણ ઘડી કુણ
વેળડા રે.
ભરવાડની ભોળી જાત અમે હરી, શું સમજીએ સાંનમાં રે
કુળવંત હુએ તે તુ કળ[1] જાણે, વળી મોહી રહે મોરલી
તાનમાં રે;
એ વહાલપણાની વાત છે ન્યારી, તે કહીશું કાંનજી
કાંનમાં રે,
પણ દાસ રાજે પ્રભુ પ્રાંણ માહારા, ભવો ભવ રે'જો
ભગવાંનમાં રે.
હાવે હાથ ન મૂકસુ નાથ મારૂં, તને બાંહે ગ્રહ્યાની
લાજ છે રે,
જુગોજુગ જાચૂં ગૂણ તાહારડા, દીનાનાથ એની મૂને
દાઝ છે રે;
ઘરબાર અને પરવાર પ્રોહું, તે વાતડીથી મન વાજ છે રે,
પણ દાસ રાજે પ્રભુ દીન થૈ દાખીએ, લાજ રાખ્યા
તણું કાજ છે રે.
પ્રભુ પાએ લાગી અને માંન માગુ, ભવોભવ એ ભગતી
આપજો રે,

---

1. કળા.

મારાં કરમ દેખી રખે થાઉ કાંગા, બળવંત છુ બંધન
કાપજો રે;
જેવુ વ્રત કાહાવે તેવું ખીરદ રાખે, હૈં મનના મરમ ન
માપજો રે,
પણ દાસ રાજે પ્રભુ એજ માગૂં, તાહારૂં ભગત કરી
મુને થાપજો રે.

---

બાર માસ—રાગ માલવ, ચાલ ગરબાની

૧

સખી કાર્તક માસે કંથ, મેલી ચાલ્યા રે,
આંખડીએ આંસુધાર, રહે નહીં ઝાલ્યાં રે,
હાવે ઘરમાં કેમ રેહેવાય, કહેને (મારી) બહેની રે,
મારે વાધી હૈડે વાત, અતિશે વ્રેહની રે.
મેં તો મર્મ ના જાણ્યો એમ, તો શું કરીએ રે,
હાવે વણ દીઠે વિપરીત, માયા મરીએ રે.
સખી મરવું મોઘું થાય, વ્હાલા વિજોગે રે,
ફરી નયણે ભેટા ભેટ, શ્યામ સંજોગે રે;
સખી સામું જોશે શ્યામ, તો દુઃખ ટળશે રે,
રાજેના રસીયા નાથ, ક્યારે મળશે રે.

૨

સખી માગશર માસે મન, મળવા હીસે રે,
હવે પંથ નિહાળે નાર, નાથ ન દીસે રે;
સખી ઘેલા દિવસ ન જાય, કોને કહીએ રે,

હવે સ્નેહતણા સંતોષ, કાંહાંથી લહીએ રે.
આ જોતાં જોબન જાય, રહે નહીં રાખ્યું રે,
હવે તે રસ કેમ મુકાય, જે રસ ચાખ્યું રે.
મેં જાણ્યું નાથ નહી જાય, રહી નીરાંતે રે,
હું તો કહી શકી નહી વાત, કાંઇ એકાંતે રે,
તે મનમાં મોટી દાઝ; સુણ સાહેલી રે,
રાજેના રસિયા નાથ, ચાલ્યા મેહેલી રે.

૩

સખી પોસે તો નહી પ્રાણ, મારા પાસે રે,
સુંદર સર્વ શરીર, સૂકયું શોસે રે;
આજ પિયુડા જોઇએ પાસ, સેજ શીઆળે રે,
એમ આંબી વેળા માંહ, મેહેલ્યાં વહાલે રે.
વ્હાલા વાય છે હીકડ વાય, કાળજ કંપે રે,
હાવે નિદ્રા પામી નાશ, નેણ નાં ઝંપે રે.
સખી થોડા જળમાં મીન, તરફડે જેવું રે,
હવે પિયુ વિહુણા પ્રાણ, થાય છે તેવું રે.
સખી સમજયા સરખી વાત, કીધી વાહાલે રે,
રાજેના રસિયા નાથ, ફરી નવ ભાળે રે.

૪

સખી મહા માસે મહારાજ, નેટ ના આવે રે,
કો દૂતી લાગી એકાંત, ત્યાંહાં સમજાવે રે.
હું તો જોઉં સ્વેસે વાટ. વહાલા કેરી રે,
× × × નાખ્યાં વેરી રે.
વહાલે પ્રાણતણી કાંઇ પેર, કાંઇ નવ જાણી રે,

અમો અબળા સાથે એમ, એણે તાણી રે;
અમે ઊભાં આઠે પહોર, વાટડી જોઈએ રે,
હવે હૈડે રૂંધણ થાય, રોગે રોહીએ રે.
તમે સુંદરીની રે સંભાળ; વહેલા લેજો રે,
રાજેના રસિયા નાથ, દેખા દેજો રે.

૫

સખી ફાગણ માસે ફાગ, કેસુ ફૂલે રે,
કોકીલા કરે કલોલ, મધુકર ઝુલે રે,
કાંઈ વિકસી વનમાં વેલ, રૂડે રંગે રે,
સખી આણે અવસર શ્યામ, છે નહીં સંગે રે.
હવે કોની સંગે રંગ, રમીએ હોળી રે,
સખી જોઉં રે વિશેષે વાટ, સર્વે ટોળી રે.
હવે કાગળીયાં કો સાથ, હરિને લખીએ રે,
અમે સુતાં સર્વે ધ્યાન, તમારૂં ધરીએ રે.
તમે મીટલડી અમ સાથ, મોહન માંડો રે,
રાજેના રસિયા નાથ, નેહ ના છાંડો રે.

૬

સખી ચૈતર માસે ચિત્ત, ચંચળ થાએ રે,
હવે આવા ધાએ ધામ, કેમ રેહેવાએ રે;
હવે ભર ઉનાળે આગ, ધરતી ધીકે રે,
જેમ તેમ ( સી )વ્યાપે તન, સાધન શીખે રે.
કેમ ભીતર ભડકા થાય, ભૂધર જાણે રે,

જેને વીતે એ વાત, તે પ્રમાણે રે.
સખી હેમ કઢાએ તેલ, મૂકી તળીએ રે,
હવે હરિ વિજોગડે એમ, હેડે બળીએ રે.
તમો અમ સાથે તો એમ, ના કરો ચાળા રે,
રાજેના રસિયા નાથ, મારા વહાલા રે.

૭

સખી વૈશાખે વિપરીત, સરખું લાગે રે,
હાવે નયણે જોઇએ નાથ, તો દુઃખ ભાગે રે.
મારા હૈડાનો વિશ્રામ, છે વનમાલી રે,
વાહાલો મળતા મારગ માંહ, રહેતાં ભાળી રે.
સખી રોતાં જાએ રાત, નાથ ન આવે રે,
સખી શોસે સુકે તન, અન્ન ન ભાવે રે.
અને લોક કહે પંડ રોગ, વિકળ દેખી રે,
આ શો રે થયો સર્વાંગ, એકા એકી રે.
વહાલા પડતા ઉપર પાય, એમ ના દીજે રે,
રાજેના રસિયા નાથ, દેખા દીજે રે.

૮

સખી જેઠ લગણ અમો દેહ, જોઇને થાકયાં રે,
સખી લોચન લાજે નીર, રહે નહીં રાખ્યાં રે;
સખી સમય માથે એમ, સર્વસ પૂજે રે,
મારો ચંચળ નાથ ચતુર, શે નહીં બુઝે રે.
સખી પરદેશી પરદેશ, મૂકયાં ન આવે રે,

વ્હાલે કઠણ કર્યું મન કેમ, કાંઇ ના કહાવે રે;
આ જગત જુઓની ધાય, વેદના વિચારી રે,
તમે એમ ના સમજ્યા કાંય, અબળા નારી રે;
તમે આવો એકાએક, દરશન આપો રે,
રાજેના રસિયા નાથ, દુઃખડાં કાપો રે.

૯

સખી માસ તે વીત્યા આઠ, આવ્યો અખાડ રે;
હાવે કોઇ મેળાવે નાથ, તેનો પાડ રે;
સખી ભામનીનો ભરતાર, આવી લાગ્યો રે,
હવે પંથી પંથ ન થાય, જાય નવ આઘો રે.
હાવે ઠરીને બેઠાં ઢોર, સર્વ ઠેકાણે રે,
સખી આવી શકયા નહીં નાથ, આવે ટાંણે રે.
જે પાવસ પંખી જાય, તેને કાંહાં જાપે રે,
તેને દુર્લભ છે વિદેશ, સર્વે થાપે રે.
હાવે ઉપજે એમ સંતાપ, તે સહુ સહીએ રે,
રાજેના રસિયા નાથ, કોહોને કહીએ રે.

૧૦

સખી શ્રાવણ માસે શ્યામ, કોહોની પાસે રે,
હાવે લાગી રહ્યું છે મન, એહેની આશે રે;
સખી મોર કરે મલાર, મેહુલો ગાજે રે,
સખી દાદુર બોલે હાર, દેહડી દાઝે રે;
આ અવસર અલગો નાથ, કોહોને કહીએ રે,
અમ આંખે આંસુ ધાર, બહેની વરસે રે,

હાવે મળવાને મહારાજ, મનડું હીસે રે.
હાવે મોહન મથુરા માંહ, જઇને બિરાજે રે.
વ્હાલા આનંદ કરતાં એમ, આપણુ વનમાં રે,
રાજેના રસિયા નાથ, પ્રીછો મનમાંરે.

૧૧

સખી ભાદરવાના ભાવ, અત્યંત અનેરા રે,
જોની રાતા પીળા રંગ, વાદળ કેરા રે.
કંઇ એમ જાતા મેહ, નદીએ પૂર રે,
હાવે મળવું મોઘું નેટ, મેહેલ્યાં દૂર રે;
વિરહીણીને વિજોગ, વિરહ સંતાપે રે,
દોની દર્શન દીન દયાળ, હજુએ ન આપે રે.
હાવે શાં જીવ્યાં સંસાર, વહાલા વિહોણાં રે,
ખાઇ ક્રોધ ન કરીએ કાંઇ, ભજીએ ભાવે રે,
રાજેના રસિયા નાથ, મળશે હાવે રે.

૧૨

સખી આસોના આનંદ, અંગ અપાર રે,
હવે હર્ખે હૈડા માહુય, રાધા નાર રે.
સખી ભાવ જોઇ ભગવાન, મને ભેટો રે,
કાંઇ અલ્રી પરીમલ જોઇ, આવે તેમ રે;
હવે પહોતી આશ, મોહન દેખી રે,
હાવે દુખડાં નાંખ્યાં દૂર, સર્વ ઉવેખી રે.
આજ કેહેવા સરખી વાત, સહુને મન રે,

હવે હરખે હૈડા માંહ્ય, ગોપી જન રે.
તમે સાંભળજો સહુ કોઇ, નરને નાર રે,
તમે ગોવિંદના ગુણ ગાઓ, નર ને નાર રે.

## માન સમો લખ્યો છે.

કૃષ્ણ— ૫૬.

રીસ તજો હાવે રે, રાધા રીસ તજો હાવે,
તમો વીના હવે કેને રે મંદિર, જાવું નહીં ભાવે રે.
રાધા.
એમ આકળાં શું થાવ છો રાધા, કહીએ તે માનો,
તુંથી વ્હાલી કઇ રે કામિની, તાંહાં જાઉં છાંનો રે. રાધા.
સમજાવો શશિવદની રે શામા, શે બોલે અવળાં,
રાજેના પ્રભુ અંતરજામી, સમજાવ્યાં સવળાં રે. રાધા.

રાધા—

વાહાલાંની વાતે રે, વિઠુલ વાહાલાંની વાતે,
રમો છો ઘાતે રે, વિઠુલ વાહાલાંની વાતે રે. વિઠુલ.
સમજે નહીં તેને સમજાવો. હ્યાં તો સહુ લહીએ,
હૈડાંમાં સમજો નહીં હરજી, મોંડે શું કહીએ રે. વિઠુલ.
મનનો મર્મ જાણ્યો હાવે, મલતાં વન વાટે,
રાજેના પ્રભુ અંતરજામી, શું મારો ઘાતે રે. વિઠુલ.

કૃષ્ણ—

મૂકોની આંટો રે, મનનો મુકોની આંટો,
રાધા આવડી રીસ ન કરીએ, વ્હાલપણું વાંટો રે. મનનો

અબળા આંટી નવ મુકે તો, જાવું શીર સટે,
પુરૂષ હોય તો વાચો વળે રે, ના વળે નાર શીર સટે રે.
મનનો.

નર તે ભ્રમર નિશદિન કા'વે, તેની કથની ન કીજે,
રાજેના પ્રભુ અંતરજામી, હાવે આનંદ દીજે રે. મનનો.

રાધા—

સાંભળને સાચું રે સજની, સાંભળને સાચું,
અબળાનું અંતઃકરણ જોતાં, હોય હજી કાચું રે. સજની.
હું તો હુતી મારે મંદીર, તું કેહે છે હાલું,
તું તો હઠ રાખે હુમ ઉપર, મારે તો સેવું રે. સજની.
અલગ ના રહીએ વ્હાલા હાવે, ભાવ જોઈ ભળીયે,
રાજેના પ્રભુ અંતરજામી, મળતાશું મળીયે રે,
સજની.

કૃષ્ણ—

મન વીના મળવું રે લુણ, મન વીના મળવું,
સ્નેહ વીના કાંઈ સ્વાદ ના લાગે, વણુ ચાવે ગળવું રે.
મન.

લલોપત લુખી લખ કરાવે, ભાવ વીના ફરવું,
હેત વીના હીંડુ અફળાવું, જેમ દુઃખમાં દળવું રે.
મન.

માણુસને તો માનજ દેઈને, મન સાથે ફરવું,
ઘેલાની પેર ગડબડ થઈને, જાતાં નહીં ધરવુ રે. મન.

ભળતાં સાથે ભાવે ભળવું, ટળતાંશું ટલવું,
રાસ રંગ મળે નહીંજ્યારે, ત્યારે તો ટળવું રે. ટળતાંસું.
સુખની સેજ તજી સુખીયાને, રંક થઇ રળવું,
રાજેના પ્રભુ અંતર જામી, ભાવ જોઇ ભળવું રે. ટળતાંસું.

રાધા—

મનની કેમ લહીયે રે, કોઇના મનની કેમ લહીયે,
વીનતા વાંક હોય પોતાનો, બીજાને કહીયે રે. કોઇના.[૧]

પદ ૧—રાગ આશવ, ચાલ પાધરી.

નેણાંનુ લાગ્યુ નેહ રે, મારા પ્રેમ સનેહી શામળા,
હરી હાવે ન દેશુ છેહ રે, મારા પ્રેમ સનેહી શાંમળા.
તમે જ્યારના મારગમાં મળ્યા રે, ત્યારના ત્રુટયા ચંત,
લોચનીયાં લાગુ થયાં, હાવે હેરે તમારૂ પંથ રે. મારા.
તમે મુહુરતમાં અમને મળ્યારે, મોહન મારગ માંહિ,
રાજેના પ્રભુ અંતરજામી, હાવે ઝાલુ બાંહે રે. મારા.

પદ ૨ જુ.

હરી સાંહાંજ સવારા આવું રે, સહુ વાટ જૂએ છે વીનતા.
એવડલુ શૂં તરસાવુ રે, સહુ વાટ જૂએ છે વીનતા.
તમે વાંહાંણાંના વનમાં ગીયા રે, ત્યારની રૂંધણ થાય,
માયા લાગી માહાવજી હાવે, અળગાં કેમ રે'વાય રે. સહુ.
ગમન કર્યું તમે ગાયોમાં કેમ, ગમે રે ગોપીને ગાંમ,
રાજેના પ્રભુ અંતરજામી, સમજુની તમે શાંમ રે. સહુ.

---

૧ આ કાવ્ય અહિંથી અધુરૂં જણાય છે.

### પદ ૩ જુ.

ગોવિંદજી ચારીને ગાય રે, આવે છે જોઇએ આવતા.
સહુ સહીઅર જોવા જાએ રે, આવે છે જોઇએ આવતા.
લઘુ વેશે હરી લાડકુ રે, લટકા કરે અનેક,
તે મુખ જોવા માંનુની સહુ, આવી એકે એક રે. આવે.
પુષ્પ વધાવે પ્રેમદા રે, વહાલુ આવે વાટ,
રાજેના પ્રભુ અંતરજામી, ઠરવા સરખુ ઠાઠ રે. આવે.

### પદ ૪ થું.

આજ આનંદ અંગ અપાર રે, અલબેલુ આવ્યા આંગણે.
સહુ બોલુ જેજે કાર રે, અલબેલું આવ્યા આંગણે.
'હરીને હાર આરોપીએ રે, હૈડાં ટાઢાં થાય,
મળીને માહા સૂખ લીજીએ રે, આ સમણા સરખું જાય
રે. અલબેલુ.
જેને જોવા ઇચ્છતાં રે, તેજ મળ્યા માહારાજ,
રાજેના પ્રભુ અંતરજામી, કોટી દીવાળી આજ રે. અલબેલુ.

### પદ ૫ મું.

હાવે અળગાં કેમ રે'વાય રે, અલબેલા લાગી આંખડી.
એ તુ કુહુને કેમ કે'વાય રે, અલબેલા લાગી આંખડી.
વેવારી બહુ વારતાં રે, કાંઇ ધર્યું નહી કાંન,
નાદનાં મોહ્યાં નીસર્યાં હાવે, લાગ્યું તમારૂં તાન રે.
અલબેલા.
નેંણ બંધાયાં નેહમાં રે, શાંમળીયાની સાથ,
રાજેના પ્રભૂઅંતરજામી, હાવે ન મૂકો હાથ રે. અલબેલા.

૫૬ ૬ ઠ્ઠું.

એવી વ્હાલપણાની વાત રે, કુહુ કુને કહીએ કા'નજી.
તેનું હેડ્ હુએ ન હાથ રે, એ કુહુને કહીએ કા'નજી.
પ્રેમીને તે પારખે રે; પ્રેમી જે કોઇ હુએ,
એને ભજવા આદરે તે, આપોપુ અળગુ મુએ રે. કુહુ.
સમજણ કાંથી શોધીએ રે, ભૂલ્યાં સૂધ ને સાંન,
રાજેના પ્રભુ અંતરજાંમી, સ્નેહ વીના શાં માંન રે.
કુહુ.

૫૬૭ મું.

તને હાવે મૂકું કેમ રે, મારા મનના માન્યા મા'વજી.
મેં તુ નેહનું લીધું નેમ રે, મારા મનના માન્યા માહાવજી.
સાચૂ સગું તૂં શાંમળી રે, અવર સગાં સહુ ફોક,
વ્હાલાંમાં વહાલુ તૂં હરી, વેહેવારી જેમ લોક રે. મારા.
હું મરણ જીવણ મૂકું નહીં રે, હાવે તાહારૂ સંગ,
રાજેના પ્રભુ અંતરજામી, અબીચળ આપો રંગ રે. મારા.

ગરબી.

સાહેલી સાંભળ વાત, સાચી કહું તુજને,
ઊચીંતા એકા એક, નાથ મળ્યા મુજને.
હરિએ ઝાલ્યો મારો હાથ, હસીને બોલાવી,
હું તો નાની વયમાં નાર, લાજ મુજને આવી.
મેં તો નાના કીધા નેહ, વારૂં નવ કીધું,
વ્હાલાનો અધરરસ પ્રેમ, પાઇને પીધું.
જેમ થનાર હોય તેમ થાવ, ડા'પણ નવ કરવું,

આગળથી કેમ જણાય, મોંઘું ને મરવું.
લખ્યા અક્ષર ફોક ન થાય, કહે છે વેદ કથી,
સખી શામળીયાની વાત, સઉ કોઇ સાંભળજો,
વા'લો અધીરા તે કા'ન, ઓઢે કાંમળ જો.
સહુ સુતા હુતા લોક, ભર નીદરામાં જો.
મારી સાસુ નણદલ બેહુ, હુતાં ઘરમાં જો,
હરિ આવ્યા મારે ઘેર, અરધ નીશાએ જો.
મેં તો ઉઘાડયાં કમાડ, હરિ પધરાવ્યા જો,
રાજેના રસીયા નાથ, મારે ઘેર આવ્યા જો.

પદ ૬ લું.—રાગ માળવ, ચાલ ગરબાની.

વારી જાઉં વીઠલા ઘેર આવુ રે, હરિ હેડાં ટાઢાં થાય,
હસી બોલાવુ રે.
સેરી વારી સજ કરૂં, ઘેર આવુ રે,
હું ઉપર વેરૂં ફૂલ, હસી બોલાવુ રે.
કહ્યું કરૂની કા'નજી ઘેર આવુ રે, મારી વીનતી
માનુ નાથ. હસી.
વાટડી જૂએ વીનતા ઘેર આવુ રે, તમે વીલમ કરૂછુ
કાંય. હસી.
દયા કરી ડગલાં ભરૂ ઘેર આવુ રે, હું પ્રેમે લાગૂં પાય.
હસી.
વહાલપણુ વધારીએ, ઘેર આવુ રે, હું તો ભાવે
ભાંમણાં લેઉં. હસી.
રાજેના રસીયા નાથજી ઘેર આવુ રે, પ્રભુ પૂરૂ મનની
આશ. હસી.

પદ ૨ જું.

વ્હાલુ વાટડી જોતાં આવીયા, સાહેલી રે, મે તુ મૂખ
જોવાને કાજ, લજ્જા મેલીરે.
મારા મનમાં હતુ તે થયું, સાહેલી રે, હું તુ ભાવે
ભેટું આજ. લજ્જા.
પાથરણાં ફૂલનાં કરૂં, સાહેલી રે, પછે જોવાં મળશે
લોક. લજ્જા.
ભાએગ જાગ્યું આપણું, સાહેલી રે, હાવે સેવા કીજે
સાર. લજ્જા.
બળવંત પાસે બેસીએ, સાહેલી રે,:તાંહાં ગમતી કીજે
ગુંજ. લજ્જા.
સૂખહલે સંતોખીએ, સાહેલી રે, તુ ટાઢા થાએ હાથ.
લજ્જા.
રાજેના રસીયા નાથજી, સાહેલી રે, વ્હાલા! પૂરણ પ્રેમ
દયાળ. લજ્જા.

પદ ૩ જું.

મારગ મૂકુ શ્યાહાવજી, ઘેર જાઉં રે, મારે માથે
મહીનૂં માટ. ખોટી થાઉં રે.
મારી સાથની સરવે વહી ગઇ, ઘેર જાઉં રે, હું એકલડી
વનમાં હે. ખોટી થાઉં રે.
મારી સાસૂડી રીસાળ છે, ઘેર જાઉં રે, મારી નણદલ
દેશે ગાળ. ખોટી.

મારૂ પરણ્યુ પંથ નીહાલશે, ઘેર જાઉં રે,
પાડોસણ કે'શે પેર. ખોટી.
વાર ઘણી થઇ વાટમાં, ઘેર જાઉં રે,
આ દેખે દુરજન લોક. ખોટી.
હેત હસે તુ આવસૂં, ઘેર જાઉં રે,
તમે હવડાં મૂકુ હઠ. ખોટી.
રાજેના રસીયા નાથજી, ઘેર જાઉં રે,
મારૂ પ્રાંણ તમારી પાસ. ખોટી.

---

પદ ૪ થું.

એમ બોલી ઉઠયાં બાઇજી, વહુઆરૂ રે,
એવડી કાંહાં લાગી વાર, એવા સારૂ રે.
કુહુની કારણ સૂં હતૂ, વહુઆરૂ રે,
હાવે તે હું જાંણું વાત. એવા.
તમે સાથ તજીને સે રહ્યાં, વહુઆરૂ રે,
આ એકલડા વનમાંહિ. એવા.
એ વેપાર વારૂ નહી, વહુઆરૂ રે,
એમા લોક હસારત થાય. એવા.
એમ સામળીયાના સંગથી, વહુઆરૂ રે,
તમે ગવાસુ જગમાંહિ. એવા.
કલંક ચઢયું નહી ઉતરે, વહુઆરૂ રે;
જો કીજે કોટ ઉપાય. એવા.
રાજેના રસીયા નાથજી, વહુઆરૂ રે;
તે મૂકે નહી નીરવાંણ. એવા.

---

## પદ ૫ મું

સારૂજી તમે સાંભળું, આ વાટે રે,
તમે કહૂ છૂ એવાં વેણ. કહું તે માટે રે.
અમે સાથે સરવે નીસર્યાં, આ વાટે રે,
એક પૂછવા લાગી પેર. કહું.
એટલે તે ચાલી ગીયાં, આ વાટે રે,
હું પૂઠલ રહી ગઇ એમ. કહું.
નવ લખ ગાયો નંદની, આ વાટે રે,
તે વહેતાં લાગી વાર. કહું.
ગાઇઓ ગોરાંભા કરે, આ વાટે રે,
તે સાંમાં માંડે શીંગ. કહું.
કા'નને કહ્યૂં હાકની, આ વાટે રે,
તમે તેનૂં લુઇ નાંમ. કહું.
રાજેના રસીયા નાથજી, આ વાટે રે,
તમે કરજો અમારી સાર. કહું.

---

## પદ ૬ ઠું.

કાંમણ કીધાં કાંનજી તે અમને રે;
હાવે નેણે લાગ્યુ નેહ. સૂં કહૂં તમને રે.
છેડા મેલ્યા ચંતમાં? તે અમને રે;
હાવે કાંઇ ન સૂઝે કાંમ. સૂં કહૂં.

લાજ તજાવી લોકની, તે અમને રે,
હવે લાગ્યાં મોહનાં બાંણ. સૂં કહું.
સરવ થયૂં અળખામણું, તે અમને રે,
હવે લાગ્યૂં તમારૂ ધ્યાંન. સૂં કહું.
વીસાર્યું વેહેવાર તે, આ અમને રે,
હાવે ન ગમે કુહુનુ સંગ. સૂં કહું.
સાથ સદા લગી રાખજો, હરી અમને રે,
હાવે છેહ ન દેસુ નાથ. સૂં કહું.
રાજેના રસીયા નાથજી, હરી અમને રે,
તમે ભાવે ભગત દુ દાંન. સૂં કહું.

---

### પદ ૭ મું.

તમે મથૂરાં માંહે અવતર્યા, કા'નુડા રે,
પછે આવ્યા ગોકૂલ માંહે, એવા ઢંગ રૂડા રે.
મહીડાં ખાધાં માગીને, કાનૂડા રે.
તમે ગરજે ચારી ગાય. એવા.
તમે મુક્ત પમાડયાં માસીને, કા'નુડા રે,
માંમાનાં છેદયાં મૂળ. એવા.
ગોવાલાંસૂં ગોઠડી, કા'નૂડા રે,
તમે ભેળાં કર્યાં ભોજન. એવા.
મીન[1] રૂપે બ્રહ્મા થયુ, કા'નૂડાં રે,
પણ પામ્યુ નહી પરસાદ[2]. એવા.

---

૧. માછલુ ૨ કૃપા.

ગોકુલ રાખ્યૂં રેલતું, કાનુડા રે,
ગોપીને લહાવ્યાં લાડ. એવા.
રાજેના રમીયા નાથજી, કાંનૂડા રે,
તમે ભગુત વચ્છલ ભગવાંન. એવા.

---

### પદ ૧ લું–રાગ માલવ–ચાલ નાંહાંની.

મંદીર આવજો રે મારે,
મારાં નેણુ તપે પંથ તારે. મંદીર.
ઉભી ઉભી વાટડી જોઉં, મન લાગ્યું છે લારે. મંદીર.
વાટ ઘાટ ને કામ કરંતાં, સહીયર સરવ સંભારે. મંદીર.
તે હા'ઢા હરી સેં ન સંભારૂ, મલતાં જમનાં આરે. મંદીર.
રાજેના પ્રભૂ અંતરજાંમી, વલણુ કરૂં આ વારે. મંદીર.

---

### પદ ૨ જું.

મોહન મીઠડા રે મારા.
અમે શા ગૂણુ કહીએ તારા. મોહન.
પાઠ પાડોસી પીયર સાસરૂ,
વચન વદે છે ખારાં. મોહન.
આજ કાલ મળસૂં મોહનજી,
એવા હૈયામા હુલારા. મોહન.
રાજેના પ્રભૂ અંતરજાંમી,
વહી ગયા તે વારા. મોહન.

---

પદ ૩ જુ

એમ ન કીજીએ રે આવું, કૈં મનમાં હુંએ તે કાહાવું. એમ.
અમે ન જાણ્યૂં એમ થશે એ, પ્રીત કરી પસ્તાવું. એમ.
સનેહ સગાઇ શીસ સટાની, દેહ સંગાતે દાવુ. એમ.
મહેર કરીને મૂખ દેખાડુ, કીજે મીટ મીલાવુ. એમ.
રાજેના પ્રભૂ અંતરજામી, હેત કરી બોલાવુ. એમ.

---

પદ ૪ થું

સનેહ સંભારજો રે સ્વામી.
અમે સહુ શીસ રહ્યાં છે નામી. સનેહ.
મળ્યા વીના માથે શું દેવી,
પ્રીત તણી બદલામી. સનેહ.
જેમ જાણુ તેમ જતન કરજો,
તન મન મૂક્યાં ધામી. સનેહ.
કામિનીઓસું કેલી કરવા,
મળજો કાંહાંનડ કાંમી. સનેહ.
રાજેના પ્રભુ અંતરજાંમી,
તૂં વીના સૂખ ન પાંમી. સનેહ.

---

પદ ૫ મું

વાટડી જોઉં છું રે તારી, વીનતી માંનો મારી. વાટડી.
વાર વાર શૂં કહીએ વ્હાલા, આવજો સનેહ સંભારી.વાટડી.
શૈં નવ જાણુ અંતરજાંમી, બ્રેહ વેદના ભારી. વાટડી.
શાંમ સંદેશા કાહાવુ કોસૂં, શે મેલ્યાંવીસારી. વાટડી.
રાજેના પ્રભૂ અંતરજાંમી, વારણુ કરૂં હૂં વારી. વાટડી.

---

## પદ ૬ ઠું.

લોભી લાલચૂ રે નેણાં, તમે સાંભળો સાચાં વેણાં. લોભી.
શૂં કરીએ લાગ્યાં નવ છૂટે, લોક દીએ બહુ મેહેણાં. લોભી.
સનેહ કર્યું તો સેહેવાં પડશે, ઠાંમ ઠાંમના કેહેણાં.[1] લોભી.
પ્રીત કર્યાનું એજ પારખૂં, સૂખ દુઃખ સરવે સહેણાં.[2] લોભી
રાજેના પ્રભૂ અંતરજામી, લખ્યાં લેવાં લેહેણાં. લોભી.

---

## પદ ૭ મું.

હવે હરી આજ તુ રે આવ્યા.
અરે મને ભૂધરજી મન ભાવ્યા. હવે.
અંતરગતની આરત જાંણી,
અંતરજામી કા'વ્યા. હવે.
ધન્ય કહીએ ધરણીધર તમને,
બોલ દીઉ બોલાવ્યા. હવે.
લજ્જા રાખી લોકડલાંમાં,
ભળપણ ભલા રે ભજાવ્યા. હવે.
રાજેના પ્રભુ અંતરજામી,
મોતીડે વધાવ્યા. હવે.

---

૧ કહેણનું બહુ વચન ૨ સહેવાના અર્થમાં જણાય છે.

### પદ ૧ લું–રાગ મલાર–ચાલ ચુતાલાની.

સખી શાંમનુ શુ વાંક, અવગુણ આપણા.
એ રા ને આપણ રંક, અવગુણ આપણા.
એણે વનમાં ચારી ગાવડી, તે ગોકુલ ગોપી કાજ રે,
આપણ લોક આહીરડાં, એની ન જાણી દાઝ. અવગુણ.
જડયૂં પણ રાખી ન જાણ્યું, રતન એ રણછોડ રે,
રાજેના પ્રભૂ અંતરજાંમી, કરી તેહની હોડ. અવગુણ.

---

### પદ ૨ જું

એ શાંમજી સૂખ દાઇ, સૂખ બહૂ આપતુ.
એ કરતુ કોટ ભલાઇ, માહા દુઃખ કાપતુ.
એ શાંમ કરવા કાંમ લાગ્યુ, આપણને અનેક રે,
એ અલબેલુ આપણ વીના, રે'તુ નહી રજ એક. સૂખ.
જાંહાં સંભારૂં તાં સાદ દેતુ, સખીને સુ વાર રે.
રાજેના પ્રભુ અંતરજાંમી, નંદજીને દુઆર. સૂખ.

---

### પદ ૩ જું.

હાવે રૂદે રૂંધણુ થાય, રહેવાતૂં નથી.
એ કુને કેમ કેહેવાય, કેહેવાતૂ નથી.
રાત રડતાં જાએ અમને, દીહે[1] અત[2] ઉચાટ રે,
હરી વીજોગે હાવે કહું છૂં, વજ્ર હૈયા ફાટ. રહેવાતં.

૧. દિવસે ૨. ઘણા, અતિ.

એવૂં દુઃખ એકૂં નથી, તમે માંનજો નીરધાર રે,
રાજેના પ્રભુ અંતરજામી, મળ,કેનીતર[1] માર. રહેવાતું.

## પદ ૪ થું.

જેને લાગ્યાં મોહનાં બાંણ, તે જીવ જાંણશે.
જેના પ્રીતે વીંધ્યા પ્રાંણ, તે દુઃખ આંણશે.
એ કહી કો માંને નહીં, અને કે'વાની નહી વાત રે,
જેને લાગી તેજ જાણે, બીજુ જાણે નાથ. તે જીવ.
વાહાલુજી દીઠા વીના, અમ આંખે આંસુ ધાર રે,
રાજેના પ્રભૂ અંતરજાંમી, જેને કારી કાળજ પાર.તે જીવ

## પદ ૫ મું.

દયા કરૂ હો દીન દયાળ, આવુ આંહાં લગી.
હજૂ કોપ કરશુ કાંહાંન, કુહુની કાંહાં લગી.
હદ થૈ છે હરી હાવે, હારી જોડયા હાથ રે,
આધીન થૈ અબળા કહે, સાંભળુ સ્વામી વાત. આવુ.
અવગુણ અમારા મૂકજો, માહારાજ મનથી દૂર રે,
રાજેના પ્રભુ અંતરજાંમી, હાવે થાઉ હજૂર. આવુ.

---

૧ નહિતરતું ટૂંકું રૂપ.

## પદ. ૬ ઠું.

અમે કુને કહીએ વાત, કાંહાંનડ તમ વીના.
તમારે સખી બહુ સાથ, બીજી અમ વીના.
આશરૂ અમારડે હરી, તમારૂ છે એક રે,
અબળા હાવે આરાધતી, અમ સરખી તમને અનેક.
કાંહાંનડ.
ખાવૂં ને પીવૂં નવ ગમે, નવ ગમે કુહુનુ સાથ રે,
રાજેના પ્રભૂ અંતરજાંમી, દોહેલાં દિન રાત. કાંહાંનડ.

---

## પદ ૭ મું.

મારા જીવન પ્રાણ આધાર, અળગા નવ રહીએ.
તન મન કરૂં બલીહાર, અળગા નવ રહીએ.

( અધુરૂં )

## પદ ૧ લું–રાગ ગૂણ મલાર.

તમે મૂકુ મનનું આંટુ રે, માહારા પ્રેમ સનેહી.
અમ ઊપર તે કીરપા રાખૂ, મૂકુ ઝગડુ ઝાંટુ રે. મારા.
મરણ જીવણ એ ચરણ ન મૂકુ, કાઢી નાંખુ કાંટુ રે. મારા.
વચને વચને વીખડાં વાધે, પડે પ્રીતમાં ફાંટુ રે. મારા.
સનેહ કરીને શામળીઆજી, વેરપણું શું વાંટુ રે. મારા.
રાજેના પ્રભૂ અંતરજાંમી, સૂખને તે ઓલે છાંટું રે. મારા.

---

## પદ ૨ જું.

તમે ગૂણવંત છુ ગુણ રાણુ રે, અમે અવગૂણ ગારાં.
જૂઠે સાચે સહૂ કહે તારાં, તે તુ ચાલો વાંકુ રે. અમે.

હરી ફરીને એ માંગૂ છૂં, દાસ કરીને દાખુ રે. અમે.
પેહેલાં હેત કરીને તેડયાં, હવે શાંને હાંકુ રે. અમે.
મનમાં હુએ તે કુહુની માંડી, ભાવ કરીને ભાખુ રે. અમે.
રાજેના પ્રભુ અંતરજાંમી, બંધન છોડી નાંખુ રે. અમે.

---

## પદ ૩ જું.

ધન ઘડી ધન દાંહુ રે, મન મોહન દીઠા.
સહીઅર સર્વ તજીને હાવે, નાથજી ઉપર નાકુ રે. મન.
સૂંદર મુખડૂં મીટે જોઇને, દાઝ હૈયાની કાડું રે. મન.
સંગ સખી શામળીઆ સાથે, વહાલપણાનુ વાડુ રે. મન.
હાવે હેત હરીસૂં બાંધ્યું, સનેહ સંપુરણ જાડુ રે. મન.
રાજેના પ્રભુ અંતરજાંમી, આંક વળ્યું છે આડુ રે. મન.

---

## પદ ૪ થું.

હરિ હેત હુએ તો આવે રે, એની ગત એવી.
લાડે પાડે લખમીવરને, સહીઅર શું મમજાવે રે. એની.
ભૂપતનાં ભોજન મૂકીને, ભાવની ભાજી ભાવે રે. એની.
વ્હાલપણે જો વ્રજની ગોપી, તૂંકારે બોલવે રે. એની.
વિવેક વિચારે નહી વશ થાએ, પ્રીતનુ ભોગી કહાવે રે. એ
રાજેના પ્રભુ અંતરજાંમી, પ્રેમી જનને ફાવે રે. એની.

---

## પદ ૫ મુ.

તારી મોરલી મોહનગારી રે, સહુ મોહ પમાડયાં
વૃંદાવનમા વેણુ વનતડી, ગોઆકુલ કીધા નારી રે. સહુ.
જે જેમ તે તેમ જોવા ધાયા, લોક લાજ વિસારી રે સહુ
મીઠુ બોલુ મન હરવાને, વેણુ ઉપર વારી રે. સહુ.
માત ત ત કુળ કલપીક ? લોપી, હાવે બેઠા હારી રે. સહુ
રાજેના પ્રભુ અ તરજામી, શૂ શૂ કહુ વિસ્તારી રે. સહુ

---

## પદ ૬ ઠું.

મારે બાળપણે મન બાધ્યુ રે, માયા મહુાવજી સાથે
હાવે મે મૂકયુ નવ જાએ, રતન અમુલક લાધ્યુ રે માયા.
ભાભી મારૂ ભૂડુ બોલે, તેનૂ હૈડૂ દાધ્યુ રે. માયા.
એ ઝલહલતુ બ્રહ્મ તજીને, સાધન શા હુ સાધુ રે માયા
એના સગ વિના મને માડી, અંગ ન લાગે ખાધુ રે માયા
રાજેના પ્રભુ અ તરજામી, આવે તુ આરાધુ રે માયા

---

## પદ ૭ મુ

હું તુ તમને રહી છુ તાકી રે, ત્રીકમજી આવુ.
આજ લગી હુ તારે કાજે,
રહી છૂં આપોપું રાખી રે. ત્રીકમજી.

કેહેવૂ હુએ તે કુહુની અમને,
કાહુની કૈં બાકી રે. ત્રીકમજી.
આજ લગી કુહુ કાંકાં જે આવ્યા,
આવડા દાંઠા નાખી રે. ત્રીકમજી
નેહુ નભાઊ નાથજી કાહાવું,
સુર નર બોલે સાખી રે. ત્રીકમજી.
રાજેના પ્રભુ અંતરજામી,
હાવે કહુ છું હાંકી રે. ત્રીકમજી.

---

૫૬ ૧ લુ-રાગ મલાર,-ચાલ ગરબાની.

સખી શામળીસુ રીસાયા રે, બોલે નહી બોલાવ્યાં રે.
ખાઇ અવગૂણ મારા ભાળુ રે, મેં કર્યું ચાલતાં ચાલુ રે.
ત્યારે નખ મારૂં એક વાગ્યુ રે, તાંહાંથી ચટકું લાગ્યુ રે.
તે માટે મુહુ[1]વણસાડ્યૂં રે, નહી બોલૂં એમ નાડ્યૂં રે.
જોઉ દાસ રાજે પ્રભૂ એવારે, રીસાવે છે કેવા રે?

---

૫૬ ૨ જું

શામળીયા સામૂં ભાળુ રે, એમ ન આડા ચાલુ રે.
મારા અવગૂણ સરવ વીસારૂ રે, ઠારણુ થૈને ઠારૂ રે.
એમ શા માટે કંઇ ધાવુ રે, અરજ કરૂં અહીં આવુ રે.
અમ તમપર બેઠાં તાકી રે, માટે કહું છું હાકી રે.
તમે દાસ રાજે પ્રભૂ આવુ રે, અમને લાડ લડાવુ રે.

---

[1] મોં

### પદ ૩ જું

વ્હાલા હાવે કાંએ વીસારે રે, પાલવ વળગ્યાં તાહારે રે.
તારી પ્રીતડીએ મન પલક્યાં રે, ભીતર લાગ્યાં ભલકાં રે.
મારૂં મનડું રેહે નહી માંને રે, મનડૂં વેધ્યૂં તાંને રે.
હરી અમને આતૂર તારી રે, મેળુ કેમ વીસારી રે.
તમે દાસ રાજે પ્રભુ વ્હાલા રે, જેમ કૈં મોહનમાળા રે.

---

### પદ ૪ થું.

આજ ભાવ કરી અહીં ભાળુ રે, દયા કરી દુઃખ ટાળુ રે.
આજ પૂરણ કરૂણા કીધી રે, અને પોતાની કરી લીધી રે.
હૂં સા સા ગૂણ કહૂં તારા રે, જીવના જીવન મારા રે.
હૂ ભાંમણલાં લેઉં ભાળી રે, મારા વાંકડીયા વનમાળી રે.
તમે દાસ રાજે પ્રભ મારા રે, બીસરૂ નહી વીસાર્યા રે.

---

### પદ ૫ મું.

મારા મીઠડા બોલા મીઠા રે, આજ ઘણે દહાડે દીઠા રે.
તમે કુની[૧] રહ્યા કાંહાં હુતા રે, કુના નેહમાં ખત્યા રે.

---

૧. કહોને.

તમે સાચૂં કેંજો અમને રે, તે હૂં પૂછું તમને રે.
મોહનજી કેહેજો માંહી રે, લાજ અમારી છાંડી રે.
તમે દાસ રાજે પ્રભુ ડાહ્યા રે, વાહાલપણે વળાયા રે.

---

પદ ૬ ઠું.

આજ આલિંગન હુ દેવા રે, અલ જે ઉરમાં લેવા રે.
કહું હૈડાની નહી સુહુની રે, લાજ ગણૂં નહી કુહુની રે.
લાડકડુ એવું લાગે રે, મન લોભીને લાગ્યેગે રે.
જેમ રાંક રાજ કો પાંમે રે, તેમ હરખ હૈયામાં જાંમે રે.
તમે દાસ રાજે પ્રભૂ મળીયારે, સહુ દુઃખ દેહુનાં ટળીયારે.

---

પદ ૭ મું

આજ ધન ઘડી ધન દા'ડુ રે, આંક વન્યુ છે આડુ રે.
વ્હાલુ વાટડી જોતાં આવ્યાં રે, મોતીડે વધાવ્યા રે.
સુણી એક મની[1] સહુ આવુ રે, એને મંદીરમાં પધરાવુ રે.
એને તન મન સરવ સમરપુ રે, મુખડાં જોઇ જોઇ
દરપુ રે.
એના દાસ રાજે પ્રભૂ વ્હાલા રે, નેહુને નેણે નીહાળ્યા રે.

---

[1] મને.

## પદ ૧ લું—રાગ કેદાર—ચાલ ગરબાની.[૧]

કાંનુડે કાંમણ કીધલાં રે લો,
મન અમારડાં લીધલાં રે લો.
એ જીવથી જીવન વાહાલડુ રે લો,
નંદતણું ગોવાલડુ રે લો.
નેણમાં નાથ વસ્યા હવે રે લો,
સનમુખ શાંમ થયા સવે રે લો.
ભ્રલમાં ભાળ્યૂં ભાળતાં રે લો,
ચંતડૂં લાગ્યું ચાલતાં રે લો.
પ્રીતડી લાગી આંસુસૂં રે લો,
શાંમળીયા સૂંજાંણસૂં રે લો.
નેહડુ લાગ્યુ નેણનુ રે લો,
શાંમળીયા સૂખ દેણનુ રે લો.
એવડ્ મરમ ન મેં લહ્યું રે લો,
એ થતાં સૂં સનેહ થયુ રે લો.
હવે તો મનથી ન નીસરે રે લો,
વ્હાલુજી કેમ વીસરે રે લો.

---

૧ હાલમાં ગવાતા ગરબાની કડીના છેડે જે 'લોલ' શબ્દ વપરાય છે. તે પહેલાં વપરાતો હોય એમ જણાતું નથી. તેને બદલે 'લો' વપરાતો હતો. નરસિંહ મહેતા કૃત ગરબામાં પણ 'લો' વાપરેલો છે. હાલ વાલીયાના ભીલી ગરબામાં પણ આજ 'લો' વપરાય છે.

રૂપ એનું રળીઆંમણું રે લો,
સઘળી વાતે સોહામણું રે લો.
દાસ રાજે પ્રભુ કાંમના રે લો,
નવ ખંડ જેની નાંમના રે લો.

---

પદ ૨ જું.

આવા હરી કેમ મૂકીએ રે લો,
બીજલે પંથ શું ઢુકીએ રે લો.
એને સરવ આવી મળે રે લો,
એ શાંમલુ સહુમાં ભળે રે લો.
જીણે એ જીવન જાણીયુ રે લો,
તે જગમાંહે માંણીયુ રે લો.
તે કો કેહેશે વીનતી રે લો,
જેમાં રેખ એની રતી રે લો.
અકળ કળા ને અજીત છે રે લો,
કીર્તન કીર્તન ગીત છે રે લો.
કલિજુગમાં કુણ પારખે રે લો,
નીરખી ને નિરધાર કહે રે લો.
જગત ભુલાવ્યૂં ભેદમાં રે લો,
ગોરસની ગત વેદમાં રે લો.
એમાં અઢારે પૂરાંણ છે રે લો,
પ્રેમી તે નાથના પ્રાંણ છે રે લો.

પ્રીતે મન પરબોધીએરે લો,
સ્નેહની શેરીએ શોધીએ રે લો.
દયા રાજે પ્રભ તાં મળે રે લો,
એ કારણ નવ કો કળે રે લો.

---

પદ ૩ જું.

કોડ એ મુને તે કા'નના રે લો,
ભાવ ભલા ભગવાનના રે લો.
બીજા કોઇ ન સાંભરે રે લો,
મનમાં મોહનજી ઠરે રે લો.
શું કરીએ સંસારને રે લો,
કૈં ભજીએ કીરતારને રે લો.
જે ભાળે ભવ છુટીએ રે લો,
તાં તણાઇને ત્રટીએ રે લો.
અળગાં વાંધલાં ન મારીએ રે લો,
હરી હૈયામાં ધારી એ રે લો.
એ શીખામણ સાચલી રે લો,
વેદના વાંચીએ પાછલી રે લો.
કારજ તેવૂં કીજીએ રે લો,
લાભ ઘણું જાંહાં લીજીએ રે લો.
પ્રેમીનુ સંગ પૂછીએ રે લો,
નંદક નદીમાં ન ખુચીએ રે લો.

ભલૂ કહે નવ ભૂલીએ રે લો,
ફુલાવ્યાં ના ફુલીએ રે લો.

દાસ રાજે પ્રભુને મળુ રે લો,
અવળાંથી આડા ટળુ રે લો.

---

પદ ૪ થું.

સામૂં ભાલૂ શાંમળા રે લો,
એમ ન રાખુ આંમળા રે લો.

અમે તમારે આશરે રે લો,
મન માંને નહીં સાસરે રે લો.

અમો તમુને ભાળીએ રે લો,
તમપર દાડલા ગાળીએ રે લો.

કુહુને કહેવાતું નથી રે લો,
અળગાં રહેવાતું નથી રે લો.

ભાવ કરીને ભાળજો રે લો,
જાંહાં તેડું તાંહાં ચાલજો રે લો.

વીલમ ન કરશુ વાટમાં રે લો,
આવજો સુંદર ઠાઠમાં રે લો.

કહુ તે કાંને સાંભળુ રે લો,
આવામાં આવી મળુ રે લો.

કહુ છું કા'નજી કાજ છે રે લો,
તમને અમારડી લાજ છે રે લો.
ભાવ કરીને ભાળજો રે લો,
આ ફેરી દૂખ ટાળજો રે લો.
દાસ રાજે પ્રભુ એવડું રે લો,
તમને કહું તમ જેવડું રે લો.

---

પદ ૫ મું.

માયા લાગી મા'વલા રે લો,
હાવે તુ આવ ઊતાવળા રે લો.
વણુ દીઠે બહુ વેદના રે લો,
સૂખ સહુ લાગે નખેદના રે લો.
દયા કરની દયાળજી રે લો,
ઘેલાંના ગોપાળજી રે લો.
અમે તમારાં દાસડાં રે લો,
રહીએ કેમ નીરાશડાં રે લો.
પાળવ વળગ્યાં તાહરડે રે લો,
તુ મન વસીયુ માહરડે રે લો.
બીજા ફૂહૂને જાચીએ રે લો,
તારી આગળ નાચીએ રે લો.
અમને એ ઇચ્છા ઘણી રે લો,
દયા કરની અમો ભણી રે લો.

જેવાં તેવાં પણ તાહરડાં રે લો,
અવગુણ ઢાંકે અમારડાં રે લો.
જેમ શોભે હરી તે કરૂ રે લો,
હાલા ઘટને ભાવે ભરૂ રે લો.
દાસ રાજે પ્રભૂ ભાળજો રે લો,
લાડ અમારડાં પાળજો રે લો.

---

પદ ૬ હું.

બાળપણ ભાન્યું લોટતાં રે લો,
સેજ લીધાં ભૂએ[1] લેટતાં[2] રે લો.
દયા કીધી બહુ દાસને રે લો,
વળગ્યૂં મન વિશવાસને રે લો.
હુવડાં હેત વાધ્યૂં ઘણૂં રે લો,
તે પરતાપ તમો તણુ રે લો.

હેરતી હતી હેરણાં રે લો,
ઘરનાં ઘેરતાં ઘેરણાં રે લો.
જેવા છુ તેહેવી કરી રે લો,
કહીએ સૂં ફરી ફરી રે લો.
મોટા છુ મહારાજ તુ રે લો,
ભલે પધાર્યા આજ તુ રે લો.

---

૧ ભોંએ ૨ લેટતાં.

શી શી સેવા કીજીએ રે લો,
આવુની ઊર પર લીજીએ રે લો.
ભાવ કરીને ભાળીએ રે લો,
વળી આ વદન નીહાળીએ રે લો.
મીટમાં મોહન વેલડી રે લો,
સહૂ કો કહે છે સાહેલડી રે લો.
દાસ રાજે પ્રભૂ ભાળીએ રે લો,
સૂધ ન રહે સ્નું સંભાળીએ રે લો.

---

૫૬૭ મું.

આજ અમારે મનના રે લો,
ભૂધર ભોગી ભુવનના રે લો.
ભાવતાં ભોજન કીજીએ રે લો,
આજ ની[૧]જાવા દીજીએ રે લો.
કરીએ નવસુ નવેદ તુ રે લો,
બીજું ન રાખવુ ભેદ તુ રે લો.
છે બહુ શાંમ સ્વાદીયા રે લો,
જમવા જૂગતે આરાધીઆ રે લો.
આદર આપૂં આવતાં રે લો,
ભોજન પ્રીસૂ ભાવતાં રે લો.
આજે લાહુ[૨] લીજીએ રે લો,
હાથડા દાદા કીજીએ રે લો

---

૧. નહિ. ૨. લ્હાવો.

આ તક આવે આવતી રે લો,
એ મારે મન ભાવતી રે લો.
આજનુ રૂડલુ રંગ છે રે લો,
શાંમ સખીને સંગ છે રે લો.
એ માંની લેજો માહાવજી રે લો,
સેવા સંપૂરણ ભાવજી રે લો.
દાસ રાજે પ્રભૂને મળ્યા રે લો,
દૂખ ગીયૂં ને દા'ડા વળ્યા રે લો.

---

પદ ૧ લું—રાગ કેદારૂ-દેશી ચાલતી

એણે આપણને સૂખ આલ્યું રે, સખી શાંમલીએ.
ઇણે દેહ તણું દુઃખ ટાળ્યું રે, સખી શાંમલીએ.
એણે ગીર ગોવરધન ધરીયું રે. સખી.
ઇણે ઇંદ્ર તણુ મદ હરીયુ રે. સખી.
ઇણે કો ન કરે તે કીધું રે. સખી.
ઇણે દાવાનળ એમ પીધું રે. સખી.
ઇણે પૂર્વે મારી માતા રે. સખી.
ઇણે બળ છલ પાડયુ દાતા રે. સખી.
ઇણે શંકર સરખા વાહ્યા રે. સખી.
મોહ પાંમી મહાદેવ ધાયા રે. સખી.
એણે અજ[1] તુ એમ બેકાવ્યું રે. સખી.

---

૧. બ્રહ્મા.

તે જોવા મધુવન આવ્યુ રે. સખી.
ઇણે એવા રંગ દેખાડયા રે. સખી.
ઇણે નીરંચી છળ પાડયા રે. સખી.
ઇણે વેદ બ્રહ્માના વાળ્યા રે. સખી.
ઇણે દૈત્ય ઘણેરા ટાળ્યા રે. સખી.
ઇણે નાગજ નાથ્યુ કાળી રે. સખી.
એવુ વાંકુ છે વનમાળી રે. સખી.
એવા રંગ રમાડયા અમને રે. સખી.
તે સા સા કહીએ તમને રે. સખી.
રાજેનુ રસીઉ વાહાલુ રે. સખી.
એ તુ નંદતણુ ગોવાલુ રે. સખી.

---

## પદ ૨ જુ

તમે એક વાર તુ અહીં આવુ રે. મારા મોહનજી.
મને હેત કરી બોલાવુ રે. મારા મોહનજી.
વ્હાલા પ્રીત તમારી સાચી રે, મારા.
હું તુ રંગે તારે રાચી રે. મારા.
મને એમ ન વાહુ વાતે રે. મારા.
પરણામ કરૂં બે હાથે રે. મારા.
મને દાઠી દરશણ આલુ રે. મારા.
તમે બોલ્યા છુ તે પાળુ રે. મારા.
ડગમગતે ડગલે ચાલુ રે. મારા.

તમે ઘર ધણીનાં ઘાલુ રે.　　મારા.
તારી આંખડવી અણીઆલી રે. મારા.
અમે સૂં સૂં રહીએ ભાળી રે.　મારા.
હું તુ ઓરડીઓ અજવાળું રે. મારા.
હવે હરખ ભરી હું ચાલું રે.　મારા.
હું તુ જોઉ છું વાટ તમારી રે. મારા.
તમે વીનતી માંનુ માહારી રે.　મારા.
હાવે અમે તમારાં કાહાવૂં રે.　મારા.
તમે જાંહાં તેડુ તાં આવૂં રે.　મારા
તમે જાંણુ છુ સૂં કહીએ રે　　મારા.
તમે જેમ રાખું તેમ રહીએ રે.　મારા.
રાજેના રસીયા નાથ રે.　　　મારા.
મારૂ તન મન તારે હાથ રે.　મારા.

---

## પદ ૩ જુ

તમે વ્હાલામાં અતી વ્હાલા રે, મારા મન ગમતા.
તારા ચંચળ સઘળા ચાળા રે. મારા મન ગમતા
તારી મોરલીએ મન લીધાં રે. મારા.
તે તુ અમને ઘેલાં કીધાં રે. મારા.
મને બીજૂં કાંઇ ન ભાવે રે. મારા.
મારા મનમા કાંઇ કાંઇ આવે રે. મારા.
તમે આંખ અમારી ઠારૂ રે. મારા.

મને મોહને બાંણે ન મારૂ રે. મારા.
આજે દેખૈની દીવાળી રે. મારા.
હરી મંદીર આવ્યા ચાલી રે. મારા.
મારા મનની આશા પુ'તી રે. મારા.
હું તુ પૂરણ આજ પનુતી રે. મારા.
તને કોઇ જનતુ જાણે રે. મારા.
તું રૂદે કમળમાં માંણે રે. મારા.
તારે રૂપે રહી છું રીઝી રે. મારા.
મને વાત ન સૂઝે બીજી રે. મારા.
તમે છેહ ન દેશુ અમને રે. મારા.
હું એ કહું છું તમને રે. મારા.
તમે રૂડામાં અતી રૂડા રે. મારા.
તને લોક કહે છે કુડા રે. મારા.
રાજેના રસીયા નાથ રે. મારા.
હરી સાચુ તાહારૂ સાથ રે. મારા.

---

## પદ ૮૪ મું.

તમે આવુ મીઠડાં લીજે રે, મારા મીઠડા છુ
હરી લટકે લાહુ લીજે રે, મારા મીઠડા છુ.
હાવે લોક કરે છે હાંસી રે મારા.
હું તુ થૈ તમારી દાસી રે મારા.
વહાલા વાટે વાત ન કીજે રે. મારા.
તને સી સીખાંમણુ દીજે રે. મારા.
હેત હૈયામાં રાખુ રે. મારા.

તમે અધર તણુ રસ ચાખુ રે. મારા.
વ્હાલા મનનું મળવુ છાંનૂ રે. મારા.
એ તુ મહી વેચવાનૂ બાંનૂ રે. મારા.
અમે અણવરત્યાં જળ ભરીએ રે. મારા.
તને મળવા પરપંચ કરીએ રે. મારા.
મારૂં તમ સાથે મન માંન્યૂ રે. મારા.
હાવે પરગટ કરૂં કે છાંનૂ રે. મારા.
પેલી નણુદ ન મૂકે કેડુ રે. મારા.
મને મારગમાં માં છેડુ રે. મારા.
એ તુ લોકાચાર છે ભુડુ રે. મારા.
તે તુ અરથ ન જાણે ઊંડુ રે. મારા.
પેલા લોક લવે સૂં કરીએ રે. મારા.
હાવે અવલે વચને મરીએ રે. મારા.
રાજેના રસીયા નાથ રે. મારા.
તમે મળજો માહાજમ રાત રે. મારા.

---

પદ ૫ મું.

હરી વ્હાલપણે વશ થાય રે. સૂણ સાહેલી.
એ તુ અવિનાશી કેહેવાયે રે. સૂણ સાહેલી.
એ તુ અકળ કળ્યુ ન જાય રે. સુણ.
વાહાલુ વેણુ મધુરી વાય રે. સુણ.
વ્હાલુ ગોકુલ ચારે ગાય રે. સુણ.
વ્હાલુ માંખણ માગી ખાય રે. સુણ.
એણે બંધન છોડી માય રે. સુણ.

જ્યારે જન્મ્યા જાદવરાય રે. સુણ.
હવે આપણ એને ભજીએ રે. સુણ.
હાવે અન્ય ધર્મ સહુ તજીએ રે. સુણ.
હાવે ધ્યાનજ રાખુ એનૂં રે, સુણ.
મારે કામ પડે નહી કે'નૂ રે. સુણ.
ચાલુ વૃંદાવન જેએ રે. સુણ.
એને મનની માંડી કહીએ રે. સુણ.
હાવે હેતે હરી ને મળીએ રે. સુણ.
હાવે હું તું કરતાં ટળીએ રે. સુણ.
હરી હેત વીના નહી આવે રે. સુણ.
એ તુ અંતરજાંમી કાહાવે રે. સુણ.
એનુ રખે મૂકતાં કેડુ રે. સુણ.
એનુ નીગમ ન પાંમે નેડુ રે. સુણ.
રાજેનૂં રસીયુ નાથ રે. સુણ.
એની કોઇ ન જાણે વાત રે. સુણ.

---

પદ ૧ લુ.-રાગ કેદારૂ, ચાલ ટૂંકડી.

મારે મંદીર આવ્યા નાથ, સખી સ્નેહ તણી સું વાત,
મને ઊર સાથે એમ લીધી, જાણે અમૃતની પેરે પીધી.
એમ પ્રેમ પ્રીતની વાતે, મને નેહ દેખાડયુ નાથે.
કે કહેતાં ન કેહેવાએ, એવુ અધર અમીરસ પાએ.
વ્હાલે વેણુ વાઇ વસ કીધા, જાણે વેચાતા કરી લીધાં.
વ્હાલે પ્રેમની પ્રીતે બાંધ્યાં, મોહ બાણ મીટમા સાંધ્યાં

જેને મળતાં માહ્રા સૂખ થાએ, તે મૂકયા કેમ મૂકાએ.
વ્હાલે વ્હાલપણે ગ્રહી બાંહે, તે ચુટયા ચિત્તડા માંહે.
એ સ્નેહની સાંકળ એવી, છૂટે નહી છોડીએ તેવી.
એવા દાસ રાજે પ્રભૂ પાંમી, હૂં મેહ વેદના વાંમી.

---

### પદ ૨ જું.

મારી આંખડીના આધાર, અળગા ન થાઉ લગાર.
તારી પ્રીતે પ્રાણ બંધાયા, મને લાગી તમારી માયા.
મેં તુ વણ દીઠે ન રેહેવાએ; કુહુ એ તે સૂં કેહેવાએ.
મને લાલચ લાગી તારી, વેવાર મેલ્યું વીસારી.
મને કાંઇ ગમે નહી બીજૂં, તને જોઇ જોઇને રીઝૂ.
મેં તુ જ્યારના મારગ દીઠા, મને ત્યારના લાગુ છુ મીઠા.
ચીત્તડામાં આવી ચૂટયા, અંગો અંગે પ્રીતમાં ખુટયા.
હૂં તુ ચુપ કરીને ચાલૂ, જતાં જાણે જદૂવર ભાળૂં
તમે હળવે લગાડી આંખ, પછે વ્હાલપણાનુ વાંક.
તમે દાસ રાજે પ્રભૂ એવા, વીસરૂં ન વીસાયો તેવા.

---

### પદ ૩ જું.

હૂં તુ આજ ગઇ જળ ભરવા, વ્હાલે રાખી વાતો કરવા.
આસપાસ ન હુતુ કોઇ, વ્હાલે દૃષ્ટ ભરીને જોઇ.
ત્યાંરે આવ્યા ઉંચીંતા ધાઇ, પછે પાલવડે હૂ સાહી.
હું તુ અણુસમજી ને અલેતી, નીતુ[1] ઉભી સાંને રે'તી ?

---

[1] નહિતો.

મને વાતડીએ સમજાવી, જેમ પોપટ તેમ પઢાવી.
વળી મીટે મોહ ઊપજાવે, હરી તે માટે મન ભાવે.
વ્હાલે વ્હાલપણું દેખાડી, મને મોહને ફંદે પાડી.
હસી ઝાલ્યુ હરીએ હાથ, પછે થઇ થનારી વાત.
જેને વીતી હુએ તે જાણે, વણ વીત્યાં સૂં ચીત્ત આંણે.
એવા દાસ રાજે પ્રભુ મળીયા, જેવા શુળ સરીખા ગળીયા.

---

પદ ૪ થું.

વ્હાલા વાત ન કીજે એવી , આ સહુકો જાણે તેવી.
ગોવિંદજી ઘેલા કાંએ, મારૂ પરણ્યુ છે ઘરમાંહે.
તમે ન કરૂ વળગાઝુમ, એ સાંભળશે કો ધુમ.
સસરૂજી સુતા બાહાર, તે તુ સરૂઆ રચણ અપાર.
મારી સૂતી નથી સાસૂડી, તે તુ હિરણ હેરે કૂડી.
મારે પાએ વીછીઢા વાગે, તે વસ્તે જેઠ ઓ જાગે.
જો જાણે જેઠાંણી વાત, તુ તે મૂકે નહી તાત
માહરૂ દીઅરીઉ જો દેખે, તુ સુધાં પેખણાં પેખે
દેરાંણી ન રહે દાબી, નણદીને કહે જૂઉ ભાભી
તમે દાસ રાજે પ્રભુ જાંણ્યા, માટે સમજી કરૂ પીઆણાં.

---

પદ ૫ મું.

પછે નણદી નીરખીને બોલી, ભાભીને ભાવે ઠઠોલી.
એનૂ હેત હરીસૂં બાંધ્યુ, મને ચેન ચાલતાં લાધ્યુ.
એ તુ મુઢે રાખે માંમ, હૈડે મળવાની હાંમ.
એ તું લોક લાજને લાજે, પણ મનમાં ગોવિંદ ગાજે

આપણને એમ સમજાવે, એને હરી હૈયામાં ભાવે.
જે ઘુંઘટડુ બહુ કાઢે, તે તુ ઉડતાં સાવજ પાડે.
માડી વાત માંન તું મારી, ભાભીને મળ્યા મોરારી.
કંઇ આવતા દેખી કાંન, કરે સણુગટમાંથી સાંન.
એના ઘુંઘટડામાં ઘાત, નેણે વશ કીધા નાથ.
એવા દાસ રાજે પ્રભુ માટે, હીંડે છે રૂડે ઠાઠે.

---

પદ ૬ ઠું.

મારી નણુદી વેણુ વશ રાખુ, એવાં વસ્ત્રાં વચન ના દાખુ.
કાં એ કુડાં કલંક ચઢાવું, સે એ જગત માથે ચઢાવુ.
જૂઠા સે જોડા જોડૂ, વણુ વાજે તંત કાં તોડુ.
તમે નાદ વીના સે નાચુ. એ વચન વદ કાં કાચું.
વણુ દીઠે વંગ ન બોલુ, એમ ઠાલાં સીદ ઠઠોલુ.
તક એવુ વુણું[1] સીદ તરાડુ,[2] એમ લવતાં લાલ ની[3] કાઢુ.
તમે સીદ ઠાલવુ ઠાલા, એ સનેપાતના ચાળા.
તસે સુકાં મશોખાં ચાવુ, એમ ઘેલડીઆં સું કાહાવુ.
હરી વીના હેરણાં હેરૂ, વણુ વીત્યાં વચન ન વેરૂ.
એવા દાસ રાજે પ્રભુ મીઠા, નણુદી તમે કાંહાં દીઠા.

---

પદ ૭ મું,

ભાભી તુ મારે મન ભાવે, જો મોહનને મેળાવે.
તમે જાઉ છુ અમને વાડી, તે દાઝે બોલૂં ણાઇ.

---

૧. વીરોણું. વિના. ૨. મોટેથી બોલવું ૩. નહિ.

ત્યાંડાં અમને સાથે તેડુ, કંઇ હું નહી કરૂં ખએડુ.
તજ સાથે હરીનુ ભાવ, તૂ પાડ અમારૂ દાવ.
હુ નણુદ થૈ પાએ લાગૂં, ભાભી દયા કરૂ એ માગૂં.
એ પાળુ અમારાં લાડ, હુ માંનૂ તમારૂ પાડ.
પછે ભાભી મનની વરતી, કે નણુદ નથી એ નરતી.
એવું જાંણીને સાથે લીધી, પછે પોના સરખી કીધી.
જે મેળવ્યા દેવ મોરારી, નણુદીની પીડ નીવારી.
ત્યારે દાસ રાજે પ્રભુ ભેટયા, એહુનાં માહ્યા દૂખ મેટયા

---

પદ ૬૨ મું.—રાગ પરજ, ચાલ ગરબાની, ચાલ ત્રુટી.

કાંહાંનડ કઠણુ થયા હાવે, પે'લાં બોલંતા ભાવે,
તે ન મળે દાંમોદર દાવે રે. કાંહાંનડ.
પહેલાં આવંતા ધાયા, અમશ્યૂં કરતા મોહ માયા,
તે નાથે નીગલી [1] એમ છાયા રે. કાંહાંનડ
અમે સહીએર સહૂ સાથે, હરીસૂં રમતાં દી રાતે,
તે મેલ્યાં ઝાલીને હાથે રે. કાંહાંનડ.
પ્રભુ જેમ પાડે તેમ સહીએ, દૂખડાં કુણુ આગળ કહીએ,
તે મનડાં મારીને રહીએ રે. કાંહાંનડ.
સખી સહૂ હરી હરી ભાંખે, એ દાહેલા દી તે કેમ નાંખે,
તે દાસ રાજે દૂખડાં દાખે રે. કાહાનડ.

---

૧ કાઢી નાખી.

### પદ ૨ જું

મોહન મથુરાંમાં માહાલે, કુબજાસૂં દા'ડા ગાળે,
અમને ઊભાં એમ બાળે રે. મોહન.

અક્રૂર આવ્યુ આંહાં લેવા, અમો અબળાને દુઃખ દેવા,
તે હાવે હૈડે રહ્યુ હેવારે. મોહન.

જાણ્યૂં હરી રાખે તાં રેહેસી,[૧] તે રસીઉ ચાલ્યુ રથ બેસી,
રહું કેમ પ્રાણ પંજર પેસી રે. મોહન.

દિલ્લી હાવે કાંહા મળીએ, ભૂધરમાં ક્યારે ભળીએ,
તે અમે એમ ઊચાટે બળીએ રે. મોહન.

હાવે કાંહાં જોઇએ મૂખડુ, જાણે સપન થયૂં સૂખડુ,
તે રાજે દાસ કેહે દુખડું રે. મોહન.

---

### પદ ૩ જુ.

વ્હાલે મેહેલ્યાં વીસારી, મથુરાંની મહીલા મન ધારી,
તે દુખડાં લાગે છે ભારી રે. વ્હાલે.

જીવડુ વળગ્યુ છે જેને, અબળા બહુ ઇચ્છે તેને,
એ દુખડાં કુહુ કહીએ કેને રે. વ્હાલે.

વ્હાલે મારે મનની નવ જાણી, કે એમી કેમ રે'શે પ્રાણી,
તે નાખે નીસાસા તાંણી રે. વ્હાલે.

---

૧ રહેશેતુ દલકું રૂપ જેમ કરસી, ખાસી વગેરે.

વ્હાલે મારે માહા દૂખમાં નાખ્યાં, મનડાં કેમ રે'શે રાખ્યાં,
તે હેત દેખાડીને હાંકયાં રે. વ્હાલે.
જ્યારે નેહુ આવી નડશે, ત્યારે હરી હૈડે ચઢશે,
તે દાસ રાજે દુ:ખમાં રડસે રે. વ્હાલે.

---

પદ ૪ થું

સહીઅર હાવે શું કરીએ, પીડ મદનતણી મરીએ,
તે હરજી વીના કુહુ કાંહાં ઠરીએ રે. સહીએર.
એ લક્ષ્મીવર તાં લોભાયા, આંહાં નેહુ બાળે બહુ કાયા,
તે ન મળે મોહનની માયા રે. સહીએર.
આપણુ એ પૂંઠે ફરતાં, ઘરનાં સરવે કરગરતાં,
તે માથું કુટીને મરતાં રે. સહીએર.
એ ધંધુ મૂકી નીસરતાં, વાહાલપણે સહુ વીસરતાં,
તે મુખડુ જોઇ જોઇને ઠરતાં રે. સહીએર.
એવડી વાત એ નવ જાણી, જે પરવશ થાશે એમ પ્રાણી,
તે દાસ રાજે પ્રભુ એમ તાંણી રે. સહીએર.

---

પદ ૫ મું

હરીએ હેત જ ઊતાર્યાં. અમો એમ મરતાંને માર્યાં,
તે દૂખીઆંને દુ:ખમાં ભાર્યાં રે. હરિએ.
એ જીવડુ નાભ[1] નથી રે'તુ, નેહમાં જાએ છે વે'તુ,
તે બીજી વાત નથી લે'તુ રે. હરીએ

---

૧ નાભી, દુંટી.

લગાડી કાળજમાં કારી, વળતાં મેલ્યાં બીસારી,
હુ કેમ રહે નીરાંતે નારી રે. હરીએ.
હરીએ હેત કર્યું હડકે, નારી નાથ વના તડકે,
તે લખમીવર લોભાયા લટકે. હરીએ.
મથુરાં સેં ન ગયા મારી, દુખડા દેખત નહી નારી,
તે દાસ રાજે પ્રભુ બીસારી રે. હરીએ.

---

પદ ૬ ઠું

શાંને પ્રીત કરી પેહેલી, ગોપી સરવ થૈ ઘેહેલી,
તે આંસૂડાંની આંખે એમ હેલી રે. શાંને
કાંહાંનસુ કુબજા કેલ² કરે, ગોકુલ ગોપી આંખ ભરે,
તે જ્યાં ન ઘટે તાં નાથ ઠરે રે. શાંને
મોહને ફંદ એમ પાડી, સહુમાંથી અળગી કાઢી,
તે લાંબી લાલચ દેખાડી રે. શાંને.
હરાકુ મન થયૂં હાવે, કંહી નથી ઠરતૂં ભાવે,
તે ફરી હરી આવે નહી દાવે રે. શાંને.
સખી સહુ હીંડે છે રોતી, અબળા આંસૂડાં લોતી,
તે દાસ રાજે પ્રભુને જોતી રે. શાંને.

---

૨. કેલિ, ક્રીડા

## પદ ૭ મું.

કાળે કાળજડાં વેધ્યાં, ભાવે ભીતરથી ભેદયાં,
તે ડાળને મૂળ જુઉ છેદયાં રે. કાળે.
માત પીતા સુત વીસારી, ચાલી સહુ મોહની મારી,
તે નેહ વળુંધી એમ નારી રે. કાળે
ભુરકી ભાવ તણી નાંખી, મીટે મારીને રાખી,
તે હાલે કોઇ નહી હાકી રે. કાળે
મનડાં લોળવીયાં ભામે, તે વીલમ કરે નહી વીસાંમે,
તુ વેદના મેહુની કેમ વાંમે રે. કાળે
આવી મન અટકયૂં એને, ન આંણે આંખ તળે કેને,
એ રાજે દાસ જપે જેને રે. કાળે.

---

## પદ ૮ મું

હરી વીના હાવે શૂં કીજે, જગમાં શૂં જોવા જીજે,
તે વીખડાં ઘોળીને પીજે રે. હરી.
રૂદન કરી રહીએ લોટી, આશા મન હતી મોટી,
તે તુ હાવે સરવ થૈ ખોટી રે. હરી.
લાલચ લાગંતાં લાગી, આતૂર થૈ આવી આઘી,
તે મનની મમતા નવ ભાગી રે. હરી.
સૂલ ઉપાયૂ[1] એમ હાથે, વળગ્યાં વ્હાલાની વાતે,
દૂઃખડું લાગ્યૂં હૈડ સાથે રે. હરી.

---

૧. ઉભું કર્યું.

ન રેહેતાં લોક તણી લાજે, ધાતાં દરશણની દાઝે,
તે દાસ રાજે પ્રભુને કાજે રે. હરી.

---

### પદ ૯ મું.

હાવે હૈડાં વજ્ર થયાં, હરી વીના ફાટી શેં ન ગયાં,
તે શૂં સૂખ જોવા જીવ રહ્યાં રે. હાવે.
સખી સહુ દુઃખે ભરે ડગલાં, ન દેખે પ્રીતમનાં પગલાં,
તે સહીને સાલ થયાં સઘળાં રે. હાવે.
સૂધ બૂધ સાથે સરવ ગઇ, સહીયર સૂની એમ થઇ,
જીવન જાતાં સીદ રહી રે. હાવે.
સખી સહુ સર સરખી હાંઇ, શાંમજીને દેઇ ન સકી સાંઇ,
તે હરીવર હૈડે નહી કાંઇ રે. હાવે.
હરીને વાત ન કાંઇ કહી, સખી સહુ કરતી રૂદન રહી,
તે દાસ રાજે પ્રભુ ચાલ્યા વહી રે. હાવે.

---

### પદ ૧૦ મું.

ઉધવ એટલડૂં કેહેજો, અવગૂણ અમારા સેહજો,
વાતમાં વાતડલી લેજો રે, ઉધવ.
હરી તુ ભાવ તણા ભખ્યા, ન જાણે લૂખા ને સૂકા,
એમ કાંએ ચતુર થૈ ચૂકયા રે. ઉધવ.
ન જોયૂં નરનૂ[1] ને વારૂ,[2] એ કૂબજા છે નારૂકારૂ,[3]
શી શોભા વાધી એ સારૂ રે. ઉધવ.

---

૧. નઠારૂં ૨. સારૂં. ૩. હલકી જાતિની.

હશે જે ધાએલ તે કરણા, કાં'ન વર કૂબ્જાને પરણ્યા,
ન જાએ વેદે જે વરણ્યા રે, ઉધવ.
એજમાં વાત લખી એવી, કરી છે ન કરે કો તેવી,
તે દાસ રાજે પ્રભુને કે'વી રે. ઉધવ.

પદ ૧૧ મું.

હરીને એ ન ઘટે કરવા, જે બેઠા કૂબ્જાને વરવા,
ગીણ્યું શું ચતુરપણું ચરવા રે. હરીને.
એ વાત તમોને નવ ઓપી, તજી જે ગોકુલની ગોપી,
જીણે કુળ મરજાદા લોપી રે. હરી.
ન હુતી આંહાં જૂગતી જોડી, કરી તાં કૂબ્જા જે ખોડી,
વાત સહુ કરશે મુખ મોડી[1] રે. હરી.
હરી આંહાં અમથી તુ લાજે, તાંહાં કાં'નડ કૂબ્જામૂં ગાજે,
એ વાત થૈ જાંહાં નવ છાજે રે. હરી.
અમોને દૂઃખ પડસે જેવૂં, તમારે રીઝુ તાંહાં કે'વૂં,
'તે દાસ રાજે પ્રભુને કે'વું રે. હરી

પદ ૧૨ મું.

મોહન માયા કે રાખુ, નેહ સહુ તોડી ન નાખુ,
અમોને દાસ કરી દાખુરે. મોહન.
તમો બીના કુણ આગળ કહીએ, તમે જેમ રાખુ તેમ રહીએ,
તમો બીના દૂઃખડાં બહુ લહીએ રે. મોહન.

૧ ગચકોડી.

સખી સહુ બોલે એમ બળતી, જે પે'લી રે'તી તમ મળતી,
તે વે'તી સે મેહેલી વળતી. મે.હન.
તનમન વેહમાં જાય વહ્યાં, એ આશા વળગ્યાં પ્રાંણ રહ્યા,
તુહે° પણ તમને નથી દયારે. મોહન.
એમ શે મરતાંને મારૂ, અમારા અવગુણ વીસારૂ,
દાસ રાજે પ્રભૂને સંભારૂ. મોહન.

---

પદ ૧૩ મું.

શ્યામા શ્યામને સંભારે, જે મળતાં જમનાંને આરે,
તે હાવે કુણ આંખડલી ઠારે રે. શ્યામા.
એ વૃંદાવન કેરી વાટે, મોહન મહી કેરે માટે,
આવી ઝુમંતા ઠાઠે રે. શ્યામા.
વનમાં વાંસલડી વા'તા, ગોવંદ ગરજીને ગાતા,
અમોને હરખ ઘણા થાતારે. શ્યામા.
હસતાં રમતાં માંહે મળ્યાં, તે હાવે હરીથી કેમ ટળ્યાં,
અમારાં પૂરણ પાપ ગળ્યાં રે. શ્યામા.
તે વન વન કીધાં એમ વ્હાલે, એ અબળા આંસુડાં ઢાળે,
તે દાસ રાજે પ્રભૂ નવ ભાળે રે. શ્યામા.

---

પદ ૧૪ મું.

કે હેલી હાવે કેમ રહીસૂં, એ દૂખમાં દાધ્યાં કયાં જાઇસું,
એ મનની માંડી કાંહાં કહીસૂં રે. કે હેલી.

હાવે મને કાંઇ નથી ગમતું, હરી વીના સદ લાગે અમથું,
આ દેહને વેહ આવે દમતૂ રે. કે હેલી.
પ્રીતલડી કરતાં સૂં કીધી, સેના સૂખ સાટે લીધી,
વીપત એમ વ્હાલે બહુ દીધી રે. કે હેલી.
કે વાત વીચારે નવ ફાવી, ઉદાસી તેણે અત આવી,
વ્હાલે મારે ફરી ન બોલાવી રે. કે હેલી.
કહીએ સૂં વાતડલી ઝાઝી, ગઇ એમ હાથ થકી બાજી,
એ દાસ રાજે પ્રભૂ નવ રાજી રે. કે હેલી.

---

## પદ ૧૫ મું.

વ્હાલાં વ્હાલાનાં વેણાં, સીતલ શબદ તે સૂખ દેણાં,
તે કાળજ કોરંતા નેણાં રે. વ્હાલાં.
મધૂરી બોલંતા વાંણી, સખીના રીઝે તાં પ્રાંણી,
તે નાંખે નીસાસો તાંણી રે. વ્હાલાં.
વ્હાલાની મીઠડી વાતડીઓ, ગાળતાં રંગમાં રાતડીઓ,
ન લેતાં ઘરનાં ઘાતડીઓ રે. વ્હાલાં.
હરીનૂં હસવું બહુ મીઠું, જાણે તુ જીણે એ દીઠું,
જડે નહી પ્રીતતણૂં પીઠુ રે. વ્હાલાં.
વાતડલી વાહાલપણે કરતાં, હરીને હસવે મન ઠરતાં,
તે દાસ રાજે પ્રભુશૂં ફરતાં વ્હાલાં.

---

પદ ૬૬ મું.

એવડું અમ પર શું આંટુ, એમ શે વેરપણું વાંટુ,
ન પાડુ પ્રીત કરી ફાંટુ રે. એવડું.
અમને વીસારી મેહેલ્યાં, લાંબે વાંસે અમને ઠેલ્યાં,
તે આંખે આંસુડાં રેલ્યાં રે. એવડું.
અમને દેખી દેતા હડી, ન રે'તા અળગા એક ઘડી,
તે એવડી આંટી કેમ પડી રે. એવડું.
કેહેતા મનની સહુ માંડી, તમને નહી જાણ છાંડી,
તે કેમ થૈ પ્રીતલડી ખાંડી રે. એવડું.
અવતાર ઓછુ અમારૂ, આસરૂ લીધુ તમારૂ,
તે દાસ રાજે પ્રભુ સંભારૂ. એવડું.

---

પદ ૬૭ મું.

કુહુને કળ નથી પડતી, રહે નહી વાત હૈએ ચઢતી,
તે સહીઅર સહુ દેખૂં રડતી રે. કુહુને.
હરી વીના હૈએ કુણ ચઢે, એમ કહી સહીઅર સરવ રડે,
એ દુ:ખમાં દેહડી સેં ન પડે રે. કુહુને.
વાટડી જોતાં જીવ જશે, સહીઅર સૂંની સરવ થશે,
હરીને કરવું એમ હશે રે. કુહુને.
એમ કરતાં જો દેહ પડશે, તે શોભા કુહુને ચઢશે ?
એ નેહડુ કીધુ એમ નડશે રે. કુહુને.

એ ધરતી વેહેર[1] ન દે વાટે, અબળા એમ કહ ઉચાટ,
તે દાસ રાજે પ્રભૂ નહી માટે રે. કુહુને.

---

## પદ ૧૮ મું.

અમને સાંને અવતાર્યાં, દારૂણ દુઃખમાં એમ ભાર્યાં,
વ્હાલે મારે મરતાં એમ માર્યાં રે. અમને.
એ વાત ન એકુ ખરી થઇ, હૈયામાં રૂધણ એજ રહી,
એ જોબન જાએ છે એમ વહી રે. અમને.
સૂખ પૂઠે દુઃખનું વારૂ, તે સહીઅર સાચૂં સંભારૂ,
તે ત્યારે વહીને ગીયું વારૂ રે. અમને.
પેહેલું એવડું નવ જાંણ્યૂં, તે હાવે હૈડે દુઃખ આણ્યૂં
તે કેમ રહે વ્હાલપણ તાણ્યૂં રે. અમને.
વ્હાલે વેરપણું કીધું, એ હેહડી આપી દુઃખ દીધું,
તે દાસ રાજે પ્રભુ અંત લીધૂં રે. અમને.

---

## પદ ૧૯ મુ

અમે આંહાં કેમ રહીએ કુહુની, તમે અહી આવંતા છુની[2]
મને કંઇ કા'વંતા છુની રે. અમે.
હાવે હદ થઇ આવુ, નીતર[3] ના, હા, હૈં કા'વુ
જે ન કરે સખી સૂખનું દાવું રે. અમે.
કે જાણે હાવે એમ કીજે, વીખડાં ઘોળીને પીજે,
જીવડુ કાઢીને દીજે રે. અમે.

---

૧ ભાગ. ૨ છો+નહિ નું ટુંકું રૂપ ૩. નહિતર, નહિતો.

સખી એમ બેહાં નાહીને, નાખીશું જીવડુ કાહીને,
જાએ કેમ ફાંદે પાડીને રે. અમે.
હરીને મોકલુ એમ લખી, મલુ કે મરશે સરવ સખી,
દાસ રાજે પ્રભુ થયુ દુખી રે. અમે.

---

પદ ૨૦ મું

ત્યારે હરી આવ્યા હેત કરી, પ્રીતલડી દીઠી ખરાખરી,
એ મજ વીના મહીલા જાય મરી રે. ત્યારે.
વધાવે વીનતા વાહાલાને, છકે નીરખી છોગાળાને,
તે બળ બહુ વાધ્યૂ બાળાને રે. ત્યારે.
સખીનાં સરને દુઃખ ટળ્યાં, મોહનજી મીટે મીટ મળ્યાં,
ગોવંદજી માટે દીવસ ગળ્યા રે. ત્યારે.
હૈયામાં ફૂલી જેમ વાડી, આવૂં સૂખ હોજો હરી દા'ડી
મંગળ ગાઉની માડી રે. ત્યારે.
સખી સહુ હીંડે મદમાતી, હરીને રંગડે સહુ રાતી,
તે દાસ રાજે પ્રભુને ગાતી રે. ત્યારે.

---

પદ ૨૧ મું

જમવા આવુ રે રસીયા, આ મજ વીનતાને મન વસીયા,
હૈયામાં હરખ ઘણા ધસીયા રે. જમવા.
આ ભોજન ભાવે બહુ કીધાં, સાક સુધારી સહુ લીધાં,
વઘાર વિવેક તણાં દીધાંરે જમવા.
આજનુ દીન રૂડુ દીસે, પ્રેમદા પ્રેમ કરી પીસે,
હરી મુખ જોઇ હૈડાં હીસે રે. જમવા.

સવાદે સરડકડા લાગે, જમુને દાઝડલી લાગે,
એવુ રંગ રૂડેરૂ લાગે રે. જમવા.
જમ્યા પીઉ ઉગરતૂ[1] ઉસરડી રાખે, સખી જે સેવાને તાકે,
ત્યાંહાં દાસ રાજે પ્રભુ વા નાખે રે. જમવા.

---

પદ, ૧ લું—રાગ ગડી, ચાલ ગરબાની.

વ્હાલે નાંખ્યાં વેગળાં, શૂં કરીએ રે,
હાવે મળવા હીસે મન, રોઇ રોઇ મરીએ રે.
મળવું તું સુંઘું થયું, શૂં કરીએ રે,
વચમાં વેરી લોક, રોઇ રોઇ મરીએ રે.
દુખમાં દેહડી આવટે, શૂં.
હૈડે હોળી થાય. રોઇ.
પાંખ હુએ તો પાલવે, શૂં.
અમે ઉડીને આવીએ પાસ. રોઇ.
સૂનૂં સરવ તમ વીના, શૂં.
રાજેના રસીયા નાથ. રોઇ.

---

પદ ૨ જુ

આપણુ રે'તાં એકઠાં, સંભારૂ રે,
પછે રંગભર રમતાંરાત. કાં એ વિસારૂ રે.
ઉપરવાડે એકઠાં, સંભારૂ રે,
મળતાં મીટા મીટ. કાં એ.

---

૧ બચતું, બાકી રહેતું

દેરાણી જેઠાંણી આવતાં, સંભારૂ રે,
પછે નણદલ નાંહાંની સાથ. કાં એ.
માથે મટુકી મેલતાં, સંભારૂ રે,
તમે દા'ડી લેતા દાંણ. કાં એ.
આજ તે અળગા કેમ થયા? સંભારૂ રે,
રાજેના રસીયા નાથ. કાં એ.

---

૫૬ ૩ જુ.

ધંધું ન ગમે ધાંમતું, કૈં અમને રે,
વ્હાલા મનની માંડી વાત, શૂં કહું તમને રે.
પે'લાં પાસે તેડતા, એમ અમને રે,
વળતા પડયા વિજોગ. શૂં કહું તમને રે.
સમણા સરખું વહીગયું, સુખ અમને રે,
વ્હાલા દુખમાં નાંખ્યાં નેટ. શૂં કહું તમને રે.
સુ વાતે સંતોકતા, એમ અમને રે,
તે સંભારૂની શાંમ, શૂં કહું તમને રે.
પલકાવીને પરહર્યા, એમ અમને રે,
રાજેના રસીયા નાથ. શું કહું તમને રે.

પદ ૪ થું.

અવગુણ ચિત્ત ન આંણજો, અમારા રે,
અમે અબળા આધીન. નાથ તમારાં રે.
વચન વશેક[1] માનજો, અમારાં રે,
અમે આદ્ય અંત છું એમ. નાથ તમારાં રે.
એમ કરીને જાંણજો, અમારાં રે,
અમે જગમાં કાવ્યાં દાસ, નાથ તમારાં રે.
વીધન હર્યાં અનેક તે, અમારાં રે,
વ્હાલા શૂં રે ચઢાવૂં પાડ. અમે તમારાં રે.
દરશણ આપુ દુખ ટળે, અમારાં રે,
રાજેના રસીયા નાથ. અમે તમારાં રે.

---

પદ ૫ મું.

હેત તમારૂં સાંભરે, હરિ હાવે રે,
આવીને એકાંત, મળતા ભાવે રે.
વેણ કહ્યાં કેમ વીસરે, હરી હાવે રે,
ચુટયાં ચિત્તડા માંહે, મળતા ભાવે રે.
ગુણ સંભારી શૂં રહીએ, હરિ હાવે રે,
ફરી તે તક કાંથી થાએ. મળતાં ભાવે રે.
આંખે આંસુ એમ વહે, હરિ હાવે રે,
જાણે શ્રાવણ માસ. મળતા ભાવે રે.
એક વાર અંહી ભાળજો, હરિ હાવે રે,
રાજેના રસીયા નાથ. મળતા ભાવે રે.

---

૧ વિશેષે, વધારે.

### પદ ૬ ઠું.

મોહન મળીયા આજ, આંખડી લાગી રે,
મારે સરીયાં સઘળાં કાજ. ભાવટ ભાગી રે.
અંગ સજ્યો શણગાર, આંખડી લાગી રે,
હાવે હૈડે હરખ ન માય. ભાવટ ભાગી રે.
પ્રહુતી મનની આશ, આંખડી લાગી રે,
મારે પીયુડુ આવ્યુ પાસ. ભાવટ ભાગી રે.
હાવે નરહર સાથે નેટ, આંખડી લાગી રે,
હાવે તન મન કીજે ભેટ. ભાવટ ભાગી રે.
કીજે મનની વાત, આંખડી લાગી રે,
વ્રજેના રસીયા નાથ. ભાવટ ભાગી રે.

---

### પદ ૭ મું–વણજારાનું ( રાગ ચાલતો )

એવાં કૃત્યો તું કરજે, વણજારા રે,
જેમાં થાએ લાભ. લોક ધુતારા રે.
પ્રેમ નગરમાં પરવરે, વણજારા રે,
વ્હાલપણે છે વાંણ, લોક ધુતારા રે.
ભાવે જો ભેલાડશો[1], વણજારા રે,
તારા પોઠીડા પર ખેત. લોક ધુતારા રે.
ગૂણો ભરજે જ્ઞાનની, વણજારા રે,
ટાંડુ[2] ટોળે હાક, લોક ધુતારા રે.

---

૧ ભેળાવી દેવું. ખેતર ભેળાઇ ગયું. ૨ વણજારાના ખળદોનું ટોળું.

પાંચ ચોર પૂઠે થયા, વણુજારા રે,
તું ચેતી ચાલે પંથ. લોક ધુતારા રે.
સુધે મારગ સાંચરે, વણુજારા રે,
તું વાંકી વાટ ન જાશ. લોક ધુતારા રે.
દાંણી દાંણુજ માગશે, વણુજારા રે,
તાં સતગુરુ શબ્દે છૂટ. લોક ધુતારા રે.
નવ નારીમાં તો રમે, વણુજારા રે,
તારૂ બુહુતરમુ લે મંન. લોક ધુતારા રે.
નવ દ્વઆર છે મોકળાં, વણુજારા રે,
દશમી પુળ ઉઘાડ. લોક ધુતારા રે.
કરમ કહઇ મૂકજે, વણુજારા રે,
હળવુ થૈને હીંડ. લોક ધુતારા રે.
સગૂં સાચું એક છે, વણુજારા રે,
કેહેવા માતર ક્રોડ. લોક ધુતારા રે.
એવૂં જાંણી જાળવે, વણુજારા રે,
તારે જાત લગણુછે જોર. લોક ધુતારા રે.
સાંજ સવારે ચાલવૂં, વણુજારા રે,
રે'વૂં નહીં નીરવાણુ. લોક ધુતારા રે.
ભવની ભાવટ ભાગશે, વણુજારા રે,
તું નામે નેચૂ રાખ. લોક ધુતારા રે.
પ્રીતે પાર ઉતારશે, વણુજારા રે,
રાજેના રક્ષીયા નાથ. લોક ધુતારા રે.

---

### પદ ૧ લું–રાગ રામગ્રી.

ડાહ્યા રેહે ડાહાપણ કરતુ રે,
પરનારીની પૂઠે દા'ડી દેણૂં છું ફરતું રે. ડાહ્યા.
મોરલી વાહીને મોહન તું તુ,.હીડે મન હરતુ,
જતી સતી જોગેસર જાચે, તાંહાં નથી ઠરતુ.રે. ડાહ્યા.
વારૂ ન કરે વેણુ કહીએ તે, કાંન નથી ધરતુ;
ટેવ પડી પરઘર પેઠાની, તે નથી વીસરતું રે. ડાહ્યા.
હરી હરાકુ થૈને હીડે, ચુહુદિશા ચરતુ,
રાજેના પ્રભુ અંતરજાંમી, એટલામાં વરતુ રે. ડાહ્યા.

---

### પદ ૨ જુ.

સે હીડુ ભમતા રે ભૂધર, સે હીડુ ભમતા,
કાંહાંનડ કુને ઘેર ન જૈએ, અમથા અણગમતા રે. ભૂધર.
ખૂટે ગાલ ગૂઆલની તે, આંહાં વેણુ નથી ખમતા,
ચઊદ ભુવનનો નાથ થઈને, નફરૂ કહી નમતા. ભૂધર.
મંદીર મારે આવુ મોહનજી, દા'ડી રંગે રમતા,
રાજેના પ્રભુ અંતરજાંમી, મૂકુ એ મમતા. ભૂધર.

---

### પદ ૧,–રાગ સારંગ ચાલ હંસની.

કુણે દીઠડુ કાંહાંન રૂડામણુ રે,
છેલ છબીલુ ને છોગાલુ,
રૂડુ ને રળીયામણુ રે. કુણે.

મોર મૂગટ ને કાંને કૂંડળ,
સૂંદર શાંમ સોહામણુ રે. કુણે.
બળ[1] છળવાને બૂધ[2] ઉપાઇ[3],
થૈ ગીયુ તાંકુાં વામણુ[4] રે. કુણે.
વિસ્તારી ધૂન વેદ તણી તુ,
બલે ગણ્યુ તાં બાંમણુ રે. કુણે.
રાજેના પ્રભુ અંતરજાંમી,
તું વશ રે'છે જો કાંમણુ રે. કુણે.

---

પદ ૨ જું.

ઘર જાંણુવુ નાથ ધુતારડુ રે.
જળ ભરવાને જાતાં ત્યારે, રોકતુ જમનાં આરડુ[4] રે. ઘર.
પોતાના ઉરથી ઊતારી, અમને આરોપતુ હારડુ[5] રે. ઘર.
જે જે પરાક્રમ એણે કીધાં, તે જીવ જાંણે અમારડુ રે ઘર.
જેને મળે તેને મૂકાવે, સહેજે એ સંસારડુ રે. ઘર.
રાજેના પ્રભુ અંતરજાંમી, સફળ કરે અવતારડુ રે. ઘર.

---

પદ ૩ જું.

કૈં કાં'નૂડે કાંમણ કીધલાં રે.
મીટેં મીટ મળીને જોતાં; મનડાં હરીને લીધલાં રે. કૈં.
કાળજ વીંધ્યાં કાંમનીઓનાં, બાંણુ લગ ડયાં સીપલાં રે. કૈં.

---

૧ બળી રાજા ૨ બુદ્ધિ ૩ ઉપજાવી ૪ વામનજી ૪ આરો
૫ હાર.

સ્રું કીધૂ ને વળી શું કરશે, એવૂ જાં ઘ્રીતેં અમે બીધલાં રે. કં
પાંન સોપારી પ્રેમે આપી, તેમાં કાંઇ એક દીધલાં રે. કં.
રાજેના પ્રભુ અંતરજામી, આંખે અમીરસ પીધલાં રે. કં.

---

પદ ૪ થું.

આજ શાંમ સખીના સંગમાં રે.
એમ હરી અબળામાં ઓપે,
કનક જડયૂં જેમ નંગમાં રે. આજ.
મુખડું જોતાં મોહનજીનૂં,
ઊલટ ઊપજે અંગમાં રે. આજ.
પાવન દેહ થૈ પુરૂષોત્તમ,
ઝીલયાં ગૂણ નીધ ગંગમાં રે. આજ
સાંમૂં જોતાં સુધ બુધ, ભૂલયાં,
ઢળીને પડયાં એના ઢંગમાં રે. આજ.
રાજેના પ્રભુ અંતરજામી,
ગાયો રાગ સારંગમાંરે. આજ.

---

પદ ૭ મું.

મને ભુધરજી મળ્યા ભાવતા રે.
એને જોતાં જગમાં હાવે,કોઇ નજર નથી આવતા રે. મને.
મોહન આવ્યા મંદીર મારે,સીઢડી ઝીલે બોલાવતા રે.મને
એને આવતૂ દેખીને, દેવતા લોક વધાવતા રે. મને.
હસતા હસતા આંગણે આવે,અમને લાડ લડાવતા રે. મને.
રાજેના પ્રભૂ અંતરજામી, હસતા ને હસાવતા રે. મને.

---

૫૬ ૬ ડું.

તારી મીટમાં મોહન વેલડી રે.
કીકીમાં છે કાંમણુ કાંઇ,
કે' છે સરવ સાહેલડી રે. તારી.
મીટે જોતાં મોહમાં પાડી,
રાધાજી અલબેલડી રે. તારી.
જે આંખે દેખે તે ઇચ્છે,
ગોવંદ કરવા ઘેલડી રે. તારી.
વાંણી તારી એવી મીઠી,
જેમ કૈં સાકર સેલડી રે. તારી.
રાજેના પ્રભુ અંતરજાંમી,
અમને આપ રંગ રેલડી રે. તારી.

---

૫૬ ૭ સુ.

આવુ આવુ મારે ઘેર માણવા રે.
સહુકો લાગ્યૂં છે કાંમે કાજે,
કુણ બેઠું છે જાંણવા રે. આવુ.
જો કો પૂછશે તુ એમ કહીશૂં,
મેં તેડયા વલોણું તાંણવા રે. આવુ.
એ અકળ કળા છે કા'ન તમારી,
સમરથ નહીં કો જાંણવા રે. આવુ.

તમને આપૂં અંતરજામી,
પ્રેમનુ તાજી પલાણવા રે. આવુ.
રાજેના પ્રભુ અંતરજામી,
એ જશ આપ વખાંણવા રે. આવુ.

---

પદ.—રાગ કાફી.[૧] (જન્મ સમાનું પદ.)

જન્મ્યા જાદવરાય રે, સહુ જે જે બોલુ.
વાસૂદેવ દેવકી બોલ્યાં,
કરવુ કુણ ઉપાય રે. સહુ.
પુત્રી સાટે પાલટવાને,
નંદ તણે ઘેર જાએ રે. સહુ.
ભોગલ તાળાં તરતજ ભાગે,
જાં જાં નાથ પલાએ રે. સહુ.
ચુકીવાળા ચુહુદીશ સૂતા,
કુહુને ખબર ન થાએ રે. સહુ.
ચરણ ચતુર્ભૂજ પાંમવા રે,
અત ઘણાં ઊભરાએ રે. સહુ.
માગ આપવા મોહનજીને,
જમનાં જૂગત સમાએ રે. સહુ.
ગોકુલમાં ગોવંદજી ઝુલે,
કંસ કંપારૂ થાએ રે. સહુ.

---

૧. ધીરા ભકતની કાફીથી આ કાફી જુદી છે.

સંકષ્ટ ભાગ્યાં સાધુ જનનાં,
હરખે હરી ગુણ ગાએ રે. સકૃ
વ્હાલપણું વાધ્યૂં કુળમાંહે,
હૈડે હરખ ન માએ રે. સકૃ
રાજેના પ્રભુ અંતરજામી,
અકુળ કળ્યા ન જાએ રે. સકૃ

---

૫૬ ૨ જું.

જોષીડા જોસ જૂઉની, કયારે મળશે કાંન. જો.
તે દાહાના ત્રીકમ વુણ્યાં, ભુલ્યાં સૂધ ને સાંન. જો.
દુઃખમાં દેહડી થૈ દુબળી, જેમ કૈં પાકૂં પાન. જો.
એક વના ઉજડ આ અમને, વસ્તી લાગે રાંન. જો.
એક વાર વીજોગ ટળે તુ, વળે અમારાં વાંન. જો.
મનડૂં તુ એ સાથે અટકયું, કેમ આચરીએ આંન[1]. જો
કોઇ મેળાવુ મોહનજીને, હરી વીના થયાં હેરાંન. જો
દુઃખડું તુ ડુંગરથી વાધ્યૂં, સૂખડ થયૂં રે સમાન. જો.
દુરજન લોક લવે છે જેમ તેમ, કાંહાં કાંહાં ધરીએ કાંન. જો.
રાજેના પ્રભુ અંતરજામી, લાગ્યૂં તમારૂં ધ્યાંન. જો

---

૧ અન્ય, બીજો.

## પદ ૩ જું.

માડી મેં તુ હાવે હરી વીના ન રેહેવાએ.
હેત હરી કેરૂં હૈડૂ જાણે, કુને કેમ કહેવાએ માડી.
જાણે તુ મળવુ લોકડલાં, મોહન કેમ મૂકાય માડી.
પીહુરથી પરવરીઓ વાતો, સાસરડે સંભળાય. માડી.
સાંભગીઆનુ સંગ કરે તે, ગાંમે ગાંમ ગવાય માડી.
સૂંદર મૂખડૂં મીટે જોતાં, હૈડે હરખ ન માય. માડી.
આ અવસર આપણને કાંથી, સમણા સરખૂં જાય. માડી.
રાજેના પ્રભુ અંતરજામી, મનમાં કાંઇ કાંઇ થાય. માડી.

---

## પદ ૧ લું.–રાગ મારૂ.

અમને એમ મૂકી જાઉ છુ, તમે કઠણ હૈયાના થાઉ છું.
મને મંદીર ખાવા ધાસે, એકલડાં કેમ રે'વાશે.
જ્યારે સૂણ તમારૂં સાલશે, ત્યારે આંખે આંસૂ ચાલશે.
ત્યારે નેણ ભરી ભરી રોઇસૂં, વળી વાટ તમારી જોઇશૂં.
પ્રભુ તેજ તમારૂં જોઇને, મારૂં મન રહ્યું છે મોહીને.
તમે કુહુ તુ સંગે આવીએ, પણ કૂબજાને કેમ ભાવીએ.
વ્હાલા વાર વાર સૂં કહીએ, અમે કુણ આધારે રહીએ
વ્હાલાજી વેહેલા આવજો, મને હેત કરી બોલાવજો
ઓછી પ્રીત અમારી જાંણી, તજી ચાલ્યા સારંગપાણી.
પગ પાછા પડે છે ચાલતાં, સૂધ ભૂલી સામું ભાળતાં.
–દીનાનાથ દયા તમે કરજો, મારા અવગુણ ચિત્ત ન ધરજો.

સહુ સીસ રહ્યાં છે નાંમી, તમે આવજો અંતરજામી.
રંગ રમતાં દીહુ ને રાત, તે કેમ વીસરસે વાત.
એશું તપ હસે કે અંગે, તુ કાંહાંથી રહીએ સંગે.
તમે સમણા સરખું કીધૂં, સુખ આપીને દુઃખ દીધુ.
આવું સમણું સૂણ દેખાડી, પછે પ્રાંણ ગયા છું કાઢી.
અમો અબળાને બહૂ આશ, તમે સાંભલુ શ્રી અવીનાશ.
અમો અબળા અવગુણગારી, તમે ગરવા ગીરવરધારી.
અમે લોકની લજ્જા ટાળી, તને જોવાને વનમાળી.
અમે નિર્લજ થૈ નીસરતાં, પછે ઘર ધંધુ વીસરતાં.
તમે દરશણ દ્યુ માહારાજ, તુ ભાગે ભવની દાઝ.
મને બ્રેહ સંતાપે તન, તમે સાંભલુ સત વચન.
મને બ્રેહ વેદના થાય છે, મારૂ જોતાં જોબન જાય છે.
વ્હાલા વીનતી ધરજો કાંન, તન સુપ્યું તાહરે તાંન.
અમે તન મન સુપ્યૂં તમને, તમે છેહ ન દેસુ અમને.
રાજેના રસીયા નાથ, મારૂ પ્રાંણ તમારી સાથ.

---

પદ ૨ જું.

એક ડાહી તે બોલે વેહેલી, તૂ સીદ રડે છે ઘેહેલી.
એ તુ કાંહાંન ન કુનુ થાય, વ્હાલુ પ્રીત લગાડીને જાય.
ઘણી રડતાં મૂકયાં વનમાં, કૈં માયા ન મળે મનમાં.
ઘરનુ ધુતારૂ નાથ, તેની શી કરવી વાત.
વ્હાલુ પેહેલી પ્રીત દેખાડે, અને વળતી ફાંદે પાડે.
એણે જગ જાણીતાં કીધાં, અને વળતી તુ છેહ દીધાં.

એણે પૂરવે મારી માત, તમે મૂકુ એનુ સાથ.
એણે સીતા સરખી રાંણી, વનમાં મૂકી સૂં જાંણી.
વાહાલુ તેમાં અવગૂણ પેખે, ત્યારે આપણ તે સે લેખે.
એણે બલ[1] ચાંપ્યું પાતાલ, લેઇ વામન રૂપ દયાળ.
તને સૂં સૂં કહું વીસ્તારી, પછે જેને માસી મારી.
એણે વળતુ માંમું માર્યું, અવનીનુ ભાર ઉતાર્યું.
એવું છે અવગુણ ગારૂ, તમે સાંને કાજ સંભારૂ.
સખી સાંભળુ ગારાં વેણ, તમે શેષને ખોસુ નેણ.
એ તુ ભમર થૈને માંણે, સૂં પીડ પીઆરી જાણે.
એ તુ માણુસ માંથી ટાળે, પછે ઘર ઘણાંનાં ઘાલે.
એના કીહા કીહા ગુણ ભાળૂં, એણે એમ કર્યું અજવાળુ.
જેને એનો રંગ લાગે, સખી તેનાં તુ ઘર ભાગે.
એના ગુણ મેલું બીસારી, તમે થૈ હીડુ સંસારી.
એને ગૂણે લાગશે જેહ, ઘર મૂકી ચાલસે તેહ.
ઘર સેવ્યા સનકાદીકે, તીણે ઘર નાં માંડયાં બીકે.
જેની ગરભથકી શુકદેવ, તે ત્યાગી થયુ તતખેવ.
રાય પરીક્ષત સરખુ ભોગી, તે થઇ ચાલ્યુ જોગી.
એવી છે એની રીત, કો જોઇને કરજો પ્રીત.
એની પ્રીતલડી છે એવી, ભવ બંધન છૂટે તેવી.
હૈડામાં હેળી થાએ, હરી મૂકયા કેમ મૂકાએ.
તું તૂ ઘેલી કરે છે વાત, એ તુ સીર સદાના નાથ.
રાજેના રસીયા નાથ, તારી કોઇ એક જાણે વાત.

---

૧ બળીરાજા.

પદ ૧ લું.[1]

હરિ મેં હાવે કેમ રહેવાય, તું પણ અતિ કેમ સહેવાય;
એ તો અંધ થઇને તાણે, પ્રેમની વાતો પશુ શું જાણે.
આવી અમથાં મુંદી મારે, સાચો શબ્દ કોઇ ન ધારે;
મોહન વાત તું સાંભળ મારી, હું તો બેઠી સહુથી હારી.
દુર્જન દે છે મુને મેહણાં, મારાં તમશું લાગ્યાં નેણાં;
વહાલા વેરી વાંકું બોલે, તેં તો પડશે તેને ખોળે.
હાવે જે બોલે તે સહીએ, મનની વાતો કોને કહીએ;
સૌકો બોલે છે આડું આડું, વાંક હું કોહોનો કાડું.
એ તો શિખામણ છે જાણો, મનમાં દુભણ કાંઇ ન આણો;
રસિયા છો રાજેના વ્હાલા, ભકત તારણ છો નંદલાલા.

---

પદ ૨ જું.

તેં તો ઘેલું કીધું ગામ, કોઇને હાથ ન લાગે કામ;
જેને મળીઓ તું મોરાર, તેને મૂકાવ્યાં ઘરબાર.
હાવે કોનો કાઢું વાંક, ત્રીકમ તજથી આડો આંક;

---

૧ અહિંથી શરૂ થતાં પદ આ લેખકના તેમ ગુ ફાર્બસ સભાના ચોપડામાંથી ઉતાર્યા નથી, પણ જુદાં જુદાં હસ્ત લિખિત પુસ્તકોમાંથી લીધેલાં હોવાથી ભાષામાં ફેર પડયો છે.

રસિયા રંગ રમાડયાં એમ, વળતાં તે વિસાર્યાં કેમ.
જે કો જળ ભરવાને જાય, તે તો વાટે ખોટી થાય;
કોનું ચોરી લીધું ચંત, એવો કામણગારો કંથ.
વિઠ્ઠલ વ્હાલાં તારાં વેણ, મારાં તમશું લાગ્યાં નેણ;
મારે તમશું લાગ્યો નેહ, તમને સોંપી સુંદર દેહ.
ઘરના છો ધુતારા કહાંન, મનનાં મૂકાવો છો માન;
રસિયા છો રાજેના નાથ, સર્વે સોંપ્યું તમારે હાથ.

---

પદ ૩ જું.

વ્હાલા વાટે તે વાત ન થાય, તમે જાણો છો જાદવરાય;
કુડું કોઇ લહે સંસાર, અમો અબળાનો અવતાર.
ઉભાં રહીએ ઘોળે દીસ, વળતા વેરી કાઢે વેશ;
ત્રીકમ તમારૂં કાંઇ ન જાય, વળતી અમને દૂભણ થાય.
વ્હાલા ચઢયાં ન ઉતરે આળ, જગમાં રવું મહા જંજાળ,
મોહન મળવું તે એકાંત, એવી મનની વિચારો શ્રાંત.
માહારે સાસુડીનું સાલ, જોતાં જેઠાણી દે ગાળ;
જેમ કોઇ મીન રહે જળમાંહે, પાણી પીવું તે કહો કાંહે.
વ્હાલા વાત સાંભળો એક, વિઠ્ઠલ વારૂ કાંઈ વિવેક;
દુર્જન દેખે ઠામો ઠામ, શાંને મૂકાવો છો મામ.
મારે અંતર ઉપજે દુઃખ, તમે માનો શાનું સુખ;
રસિયા છો રાજેના નાથ, તારા નેનમાં છે કાંઇ ઘાત.

---

પદ ૪ થું.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ, હસી બોલાવોને. ટેક
વિલમ ન કરીએ વિઠ્ઠલા રે, આવોને અમ ઘેર આજ;
પેરપેરનાં પકવાન્ન બનાવું, ત્રિકમ તમારે કાજ. મારે.
મનમાં હતું તે મા'વજી રે, મુખડે કેમ કહેવાય;
આવી શકો તો આવજો રે, મારૂં જોતાં જોબન જાય. મારે.
આ જોને આંગણીએ ઉભો, રંગીલો રણછોડ;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, પૂરો મારા મનના કોડ.
મારે.

---

પદ ૫ મું.

કુણ બોલે તમારી સાથ, જીવણજી જાણ્યા રે;
આ તો નોહે મોટાની રીત, પર ઘેર માંણ્યા રે.-ટેક.
વાટ જોતાં રે રજની વીતી, આવ્યા ઉગમતે સૂર;
કામણગારા કહાનજી રે, વ્હાલે અમને વિસાર્યાં દૂર.
જીવણજી જાણ્યા રે.
પરનારીની પ્રીતડી તમે, કરી આવો ઠામો ઠામ;
અહીંયાં આવીને શું કરો રે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ.
જીવણજી જાણ્યા રે.
કોને તે મંદિર તમે કા'નજી, કરી આવ્યા લીલા લ્હેર;
રાજેના સ્વામી પ્રભુ અંતરજાંમી, કોણ જાણે તમારી પેર.
જીવણજી જાણ્યા રે.

---

### પદ ૬ ઠું.

જેનો પીયુડો તે પરઘેર જાય, સખી શું કરીએ રે,
એકલડાં નવ રહેવાય, ઝુરી ઝુરી મરીએ રે—ટેક.
રૂપ જુવંતાં રસિયો વા'લો, પરાણે કરે છે પ્રીત;
વણ તેડયો મંદિરીએ આવે, એવી છે એની રીત. સખી.
સમજાવ્યો સમજે નહિ રે, કહો હવે કરીએ કેમ;
સેરડીએ સામો મળે, ત્યારે ઢાળે નીચાં નેણ. સખી.
છળ ભેદે છાનો રમે રે, વાતોમાં અમને વાય;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, એ તો અર્થ પડે
ઓળખાય. સખી.

---

### પદ ૭ મું

(કદી કાચી વયે રે, કોઇ માંડશો માં સંસાર. એ રાગે)
કાગળ મોકલું રે, વ્હાલા વાંચો હેત કરી;
એક વાર આવજો રે, નિર્ખું મુખડાં નેહ ભરી.
વીનતા વ્રેહ તણી રે, લખતાં લોચન ચાલે નીર;
અબળા અવતર્યાં રે, વ્હાલા કહો કેમ ધરીએ ધીર.
આ બાળે વેશમાં રે, લાગી પરણ્યા પહેલાં પ્રીત;
વર વિઠ્ઠલ વર્યાં રે, અવર વરવાની શી રીત.
ત્રિકમ તમ વિના રે, સુકાં સહુ વાડીનાં વન;
લીલાં કેમ રહે રે, વ્હાલા પલ્લવ છો આ વન.
સહુ અળખામણું રે, સ્રજને કુટુંબ તણો પરિવાર;

વહાલાં વિખે ભર્યાં રે, વેરી બાળે સહુ સંસાર.
અન્ન પાણી તજ્યાં રે, હાવે પડશે પાપી પ્રાણ;
સૂનું તમો વિનારે, વ્હાલા લાગે છે બ્રહ્માંડ.
જ્યાં હરિ રંગે રમ્યા રે, તે મને જાણે ખાવા ધાય;
તે સુખ સાંભરે રે, તેમ તેમ હૈડે હોળી થાય.
હવે રહેવાતું નથી રે, વ્હાલા કહું છું મૂકી લાજ;
મળજો દયા કરી રે, રસિયા રાજેના મહારાજ.

---

## પ૬૮ મું.

ઉગ્યો શરદ પૂનમનો ચંદ, મહારે ઉપજ્યો રે આનંદ.
ગોરી ગરબે રમવા આવે, રમશે ગોપી ગોવાલ માંહે.
રમવા ભુધર સાથે ભાવ, આપણે આવ્યો છે આ દાવ.
રમીએ સર્વે સરખી નાર, સજીએ શોભિતા શણગાર.
ઠમઠમ વીંછીઆનો ઠમકાર, ઝમ ઝમ ઝાંઝરનો ઝમકાર.
ઓઢો ઓપે એવાં ચીર, આપણે જાવું જમનાં તીર.
ચોળી ચંપક વર્ણી પેહેર, આપણે કરવી લીલા લહેર.
જેમ કોઇ વશીયેર [1] માંડે ફેંણ, એવી ગુંથાવોની વેણ.
લેહેકે હૈડા ઉપર હાર, નેણે નિર્ખો ને મોરાર.
રસિયા છો રાજેના નાથ, અમને રંગે રમાડો રાત

---

૧ નાગ.

પદ ૯ મું.

આજની ઘડી રે રળીયામણી.
હાં રે મારા વ્હાલાજી આવ્યાની વધામણી જી રે.
આજની—ટેક.

હાંસે સોહાસણ પૂરોની સાથીયા,
હાં રે ઘેર મલપતા આવે તે હરિ હાથીયા જી રે.
આજની ઘડી રે રળીયામણી રે.
હાં રે સખી આસેરા વાંસ અણાવીએ,
હાં રે મારા વ્હાલાજીનો મંડપ રચાવીએ જી રે.
આજની ઘડી રે રળીયામણી રે.
હાં રે સુવાસણ ચાર તેડાવીએ,
હાં રે મારા વ્હાલાજીને મોતીડે વધાવીએ જી રે.
આજની ઘડી રે રળીયામણી રે.
હાં રે સુવાસણ મળશે જે ઘડી,
હાં રે મારા પ્રભુજી પધારે તે ઘડી જી રે. આજની.
હાં રે મન્યા દાસ રાજેના સ્વામી ફાંકડા,
હાં રે હું તો મોહી રહી મુછના આંકડા જી રે. આજની.

---

પદ ૧૦ મું.

આવોની લાલ વર્ણાગીયા.
હાં રે ઘેર આવોને શ્યામ સવાદીયા જી રે. આવોને-ટેક.
હાં રે કાંના આવો તો શીખવું ચાતુરી,
હાં રે આપણ રમીએ તે રંગભર રાતડી જી રે. આવોને.

હાં રે ચાલો જઇએ જમનાજીના ઘાટમાં,
હાં રે પેલા દુર્જન દેખે છે વાટમાં જી રે. આવોને.
હાં રે રૂડા દાસ રાજેના સ્વામી વાંકડા,
હાં રે હું તો મોહી રહી મુછના આંકડા જી રે. આવોને.

---

### પદ ૧૧ મું.

આજ તે આવ્યા હરિ દાવમાં,
હાં રે ભોળા ભાવમાં રે, ભોળા ભાવમાં,
તે ભૂધરને ભેટીએ જી રે. આજ તે-ટેક.
દાવ પડે ત્યારે લાજ ઘટે રે,
હાં રે ત્યારે સુપડે સર્વ સમેટીએ જી રે. આજ તે.
ફૂલડાંની સેજ વ્હાલા મેં રે સમારી,
હાં રે ત્યારે સાથ રે શીદને આળોટીએ જી રે. આજ તે.
મારા મનમાં એવું આવે છે,
હાં રે એવા વ્હાલમાં લાલને લપેટીએ જી રે. આજ તે.
દાસ રાજેના સ્વામી તમે મળ્યા,
હાં રે ત્યારે દોહેલા તે દિન શીદ ગાળીએ જી રે. આજ તે.

---

## રાધેકાજી સ્વપ્નામાં પરણ્યાં તે વિષે.

પદ ૧૨ મું

ઉગતે વ્હાણે રાધાની માડી જાગી,
એના ચિત્તમાં ચટકી લાગી રે આ શું રે દીઠું—ટેક
કુંવરી મારે દુઃખના ડુંગરીયા આજ દોડયા,
તેં કુળના મારગ મેલ્યા રે. આ શું.
કુંવરી મારા દીયે વેરીએ વેર માંધ્યાં,
આ મીંઢલ કેનાં બાંધ્યાં રે. આ શું.
કુંવરી તારો કેઇ નગરીમાં દંત વેહેચ્યો,
તેં ચુડલો કેનો પેહેર્યો રે. આ શું.
કુંવરી મેં તો છુટો રાખ્યો મારો ઝાલી,
વરમાળા કોની ઘાલી રે. આ શું.
કુંવરી તેં તો ઉપરણી કોની ઓઢી,
તારે કીયા વરની જોડી રે. આ શું.
કુંવરી તારો માંડવડો કયાં ચોકયો,
તારા વરને કોણે પોંખ્યો રે. આ શું.
કુંવરી ત્યાં તો કયા ગુરૂદેવ આવ્યા,
ત્યાં ક્રોણે વેદ ભણાવ્યા રે. આ શું.
કુંવરી તને કીયે રંગ રસીયે રમાડી,
તને કંસાર કોણે જમાડી રે. આ શું.
કુંવરી તેં તો કુળમાં લગાડી ખામી,
તને મળ્યો રાજેનો સ્વામી રે.[1] આ શું.

---

૧ બીજી પ્રતમાં આટલું વધારે છે. " હારે બહેની મંદા તે વનની વાટે ચાલી. તને હાથે મેણે ઝાલી રે. આશું. હારે બેહેની આહીરની ઓઢણી ઓઢી, તું મેની સાથ પરણી રે. તેં આશું.

### પદ ૧૩૪મું

એટલે ત્યાં તો બોલ્યાં છે રાધા વાત,
તું સાંભળ મારી માત રે.મેં બહુ સારૂં કીધું–ટેક.
માતા રે મારી દુઃખના ડુંગરીયા નથી ડોળ્યા,
નથી કુળના મારગ મેળ્યા રે. મેં બહુ.
માતા મારી શિશ તમારાં નથી વહેર્યાં,
પાનેતર પ્રભુનાં પહેર્યાં રે. મેં બહુ.
માતા રે નથી વેરીએ વેર સાંધ્યાં,
મીંઢળ મોહનનાં બાંધ્યાં રે. મેં બહુ.
માતા મારી મથુરાં નગરીમાં દંત વહેર્યો,
મેં ચુડો અવિચળ પહેર્યો રે. મેં બહુ.
માતા તારો જીવડો લીધો નથી ઝાલી,
વરમાળ વિઠ્ઠલની ઘાલી રે. મેં બહુ.
માતા મેં તો હર્ખે ઉપરણી ઓઢી,
મારે અખંડ વરની જોડી રે મેં બહુ.
માતા મારો માંડવડો મનમાં રોપ્યો,
ઉમિયાએ વરને પોંખ્યો રે. મે બહુ.
માતા ત્યાં તો તેત્રીશ ક્રોડ દેવ આવ્યા,
બ્રહ્માએ વેદ ભણાવ્યા રે મેં બહુ.
માતા મારી કૃષ્ણ ચર્ણામૃત પીધા,
ત્યાં શિવે કન્યાદાન દીધાં રે. મેં બહુ.

માતા મારી બ્રહ્માએ રંગ રમાડયાં,
કંસાર ઉમિયાએ જમાડયાં રે. મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યા ફુલ ગજરા,
વસુદેવ સરખા સસરા રે. મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યાં ફુલ જાસું,
દેવકીજી સરખાં સાસુ રે. મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવી છે ફુલડી,
સુભદ્રાસરખી નણદી રે. મેં બહુ.
માતા મેંતો શિવને પેરાવેલા હાર,
મને મળ્યા કૃષ્ણ ભરતાર રે. મેં બહુ.
માતા મારી કુળમાં લગાડી નથી ખાંમી,
મળ્યો રાજેનો સ્વામી રે. મેં બહુ.

---

## પદ ૧૪મું

એટલે વળતી માતા બોલ્યાં છે વાણી,
તું તો સાંભળ પુત્રી શાણી રે. તેં આ શું રે કીધું—ટેક
કુવરી એ તો કૃષ્ણ કહેવાય કાળો,
તેં ક્યાં શોધ્યો ગોવાળો રે. તેં આ શું.
કુંવરી એ તો કા'નુડો કામણ ગારો,
એ ધીંગડમલ્લ ધુતારો રે. તેં આ શું
કુંવરી એમાં ચાંદા સુરજની સાખો,
એને જશોદાજીએ રાખ્યો રે. તેં આ શું.

કુંવરી એ તો ગાયો ચારીને પેટ ભરતો;
પરનારીપાછળ ફરતો રે.  તેં આ શું.
કુંવરી તારો તાત આ વાત જો જાણે;
તો કંઠે પ્રાણ જ આણે રે.  તેં
કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધા;
અમને દુખડાં બહુ દીધાં રે.  તેં આ શું.

---

પદ ૧૫ મું

માતા મારી કૃષ્ણને એમ નવ કહીએ;
એને ચરણેંજઇનેરહીએ રે. તું સાંભળ મારી માંડી-ટેક
માતા એ તો ચૌદ ભુવનનો છે વાસી;
એને ચરણે કોટિક કાશી રે.  તું સાંભળ.
માતા હવે પરણ્યાં તે શોક કેમ થાશે;
જો સુરજ પશ્ચિમ જાશે રે.  તું સાંભળ.
માતા તારે કરવું હોય તે કરજે;
તારે મરવું હોય તો મરજે રે !  તું સાંભળ
માતા હું તો પૂરણ પદને પાંમી;
અને મળ્યો રાજેનો સ્વામી રે.  તું સાંભળ.

---

પદ ૧૬૯ મું.–રાગ ગોડી, ચાલ ગરબાની.

સહી સમાણી સંચરી, સરોવરીએ રે,
મન ગમતી કરવા ગોઠ. પાણીડાં વરીએ રે.
સોના રૂપાનું મારૂં બેડલું, સરોવરીએ રે;
ઉઢાણી રત્ન જડાવ. પાણીડાં
પાયે ઝાંઝર પહેરીયાં, સરોવરીએ રે;
વાજંતાં જાગે વાટ. પાણીડાં
સાંમા ઉભા શ્યામજી, સરોવરીએ રે;
નયણે સાંધે બાણ. પાણીડાં
ભવનો ફેરો ભાંગશે, સરોવરીએ રે;
રાજેના રસિયા નાથ પાણીડાં

---

પદ ૧૭૦ મું.

મોહનજી તમે મોરલા, હું વારી રે,
કાંઇ અમો ઢળકતી ઢેલ. આશ તમારી રે.
જ્યાં જ્યાં ટહુકા તમે કરો, હું વારી રે;
ત્યાં અમે માંડીએ કાન. આશ તમારી રે.
મોર પીછ અમો મા'વજી, હું વારી રે;
વ્હાલા વન વન વેર્યાં કાંય. આશ તમારી રે.
પુંઠે પલાયાં આવીએ, હું વારી રે;
તમો નાઠા ન ફરો નાથ. આશ તમારી રે.

મોરલીએ મનડાં હર્યાં, હું વારી રે;
વિસાર્યો ઘર વેહેવાર. આશ તમારી રે.
સંગ સદા લગી રાખજો, હું વારી રે;
રાજેના રસિયા નાથ. આશ તમારી રે.

---

## પદ ૧૮ મું.

જાતાં વળતાં વાટમાં, એમ દા'ડી રે;
નેણે બાંધ્યો નેહ. મારી માડી રે.
જોયા વિના કેમ જીવીએ, એમ દા'ડી રે;
તું સાંભળ મનની વાત. મારી માડી રે.
રમતાં જમતાં સાંભરે, એમ દા'ડી રે;
મને વિસરે નહીં મોરાર. મારી માડી રે.
મુખ દેખાડો મહાવજી, એમ દા'ડી રે;
રાજેના રસિયા નાથ. મારી માડી રે.

---

## પદ ૧૯ મું.

ગોકુળમાં ગોવિંદજી, હરિ માણે રે;
ગોવાળાં સાથે ગોઠ. મન નહીં જાણે રે.
વૈષ્ણવ જનમાં વિઠલો, હરિ માણે રે;
સેવકની કરવા સા'ય. મન નહીં જાણે રે.

પ્રેમી જનમાં પરવરી, હરિ માણે રે;
વ્હાલો પૂરે મનની આશ. મન નહીં જાણે રે.
હરિ જનને હેડે વસી, હરિ માણે રે;
વ્હાલા પલક ન મૂકું નામ. મન નહીં જાણે રે.
આહીરડાંમાં ઉછર્યો, હરિ માણે રે;
વ્હાલો પીતો ચ્યારી છાસ. મન નહીં જાણે રે.
પ્રીત હશે તો પાતળા, હરિ માણે રે;
રાજેના રસિયા નાથ. મન નહીં જાણે રે.

---

પદ ૨૦ મું.

વાત કરો રહી વેગળા, સુણો વ્હાલા રે;
દેખે દુર્જન લોક. આ શા ચાળા રે.
અમો વહુઆરૂ વિઠલા, બાળે વેશે રે;
ઉલેલાં કેમ રહેવાય. ઘેલા દીશે રે.
મહી માગો તો આપીએ, રહો અળગા રે;
તમે શાને કાજે શામ આવો વળગ્યા રે.
દાણી કો દીઠો નથી, આ વાટે રે;
વ્હાલા નવી ચલાવો રીત. તે શા માટે રે.
તક જુઓ તો આંહાં નથી, મોરારી રે;
તુને વેચીને આપું દાણ. એવી હું નારી રે.
રાજેના પ્રભું નાથજી, જીવન જાણો રે;
કરો વિચારી વાત. એમ ન તાણો રે.

---

## પદ ૨૧ મું.

ત્યારે મોહન બોલ્યા માનુની, મહી આપો રે;
રાખી ન રહે રીત. શીદ સંતાપો રે.
એકેક આપે નહીં ઉગરો, મુને મહીડું રે;
તું કઠણ થાય છે કાંય. હેલી હેડું રે.
આજ એક ઘાવ્યું વાછરૂં, એમ ગણીએ રે;
હરિ મળે તો હેત.. શાને હણીએ રે.
લેખા વિહોણી લોભણી, મેં દીઠી રે;
તું આપી ટાળ ઉચાટ. બોલવે મીઠી રે.
રાજેના રસિયા નાથજી, તુને મળીયા રે;
સુકૃત તારાં આજ, સે'જે ફળીયાં રે.

---

## પદ ૨૨ મું.

ચાત જશોદા માત, તમારી જાણી રે;
માખણને માટે નાથ. બાંધ્યા તાણી રે.
નવ લખ દુઝે નંદને, ઘેર ગાયો રે;
તું કેનું ખાવા જાય. એવો ડાહ્યો રે.
અમારે ઘેર એક બે, છેકડીયો રે;
તેમાં સહુ વેહેવાર, હરિ દે હડીઓ[૧] રે.
મન મોટાં શું કીજીએ, તે કહોને રે;
પ્રભુ અમથી શી ઉપાય. અગળા રહોને રે.

---

૧. દોટ, દોડવું ગામડામાં વપરાય છે. ' અલ્યા હડી કાઢ હડી કાઢ.

## પદ ૨૩ મું.

મારગમાં કેમ લુંટશો, હરિ અમને રે;
કોઇ નથી પૂછનાર, કહાનડ તમને રે.
કપરૂં કંસનું રાજ, ઓલો જાણી રે;
મોહન મથુરા માંહી, લેઇશું તાણી રે.
મધ રાતે નાઠા તેહ, માધવ ભુલ્યા રે;
જશોદાજીને ઘેર, જઇને ઝુલ્યા રે.
રાજેના રસિયા નાથ, તમને જાણ્યા રે;
નથી અમોને નાથ, તમો અજાણ્યા રે.

---

## પદ ૨૪ મું.

ગોપી આજ ઉતારૂં નાદ, સઘળો તારો રે;
તું તો જાણે નાર, પરાક્રમ મારો રે.
કંસ કોણ લેખા માંહ્ય, તું કહે છે રે;
તેનો તો કેડું ઠામ, લોક ક્યાં રહે છે રે.
શશી ઉગ્યો ત્યાંહ્ય, આગીયાની શોભા રે,
સિંહને દેખી શીઆળ, કરે જેમ તોબા રે.
ત્યારે હસીને જોડયા હાથ, હરિની સાથે રે,
પ્રભુ મહી લોને મહારાજ, આપું હાથે રે.
લોક લાજને કાજ, અવળું કહીએ રે;
તમથી વાંકાં નાથ, કહો કેમ રહીએ રે.
રાજેના રસિયા નાથ, ઘણું જીવો રે,

## પદ ૨૬ મું—રાગ સામેરી.

ઓદ્ધવજી હરિનેરે કે'જો એટલું રે,
કે'જો સંદેશો રૂડો રાખો નેહ.
પ્રીતલડી કરીને રે, જો ને પીયુડા રે,
હાં રે હરિ એમ ના દીજે છેહ. ઓદ્ધવજી.
તમે જે કહ્યું હતુ રે, અમો આવશું રે,
જો જો શામળીયા સત્ય વચન.
હાવે જઇ ગોકુલ રે, શાને સાંભરે રે,
હાવે મથુરામાં માન્યું મન. ઓદ્ધવજી.
વાટડીને જોતાં રે, વિઠ્ઠલરાયની રે,
વ્હાલા નેણનીરું વહી જાય.
તમે આવો રે, કે અમે આવશું રે,
હાંરે હરિ હવે નવ રહેવાય. ઓદ્ધવજી.
વસ્ત્ર વ્હાલા રે, વિનાં નવ પહેરતાં રે,
હાવે અંગે ઓપે નહીં લગાર.
એવાં દુઃખ દેખી રે, સુખડાં સાંભરે રે,
જ્યારે અમે રમતાં રસિયા સાથ. ઓદ્ધવજી.
આજ રે અષાડો રે, ચોહો દિશ ઉલટયો રે,
ઉલટયાં વાદળ ને વળી વાય.
ગગન ગર્જના રે, ચોદિશ થઇ રહી રે,
મારે મંદિર નવ રહેવાય. ઓદ્ધવજી.

લજ્યાને લોપી રે, મેં તો લોકની રે,
જો રે કાંઈ ત્રીકમ તારે કાજ.
કહે છે રાજે રે, રંગતો રહે નહીં રે,
હાવે દર્શન દો મહારાજ. ઓદ્ધવજી.

---

પદ ૨૭ મું–રાગ વસંત.

આવે માસ વસંત વધામણાં,
છબીલાજીને કરીએ છાંરણાં. આવે માસ.
વન કેશુર ફાલ્યા અતિ ઘણા,
કોકીલા શબ્દ સોહામણા,
હું તો આ ઋતુનાં લેઉં ભામણાં. આવે માસ.
શણગાર સજે સૌ સુંદરી,
લો અબીલ ગુલાલ ખોળા ભરી.
હાં રે ઓ આવે હસતા હરિ. આવે માસ.
હાં રે તું તો પે'લી થાને આજ રે,
તારાં સરીયાં સઘળાં કાજ રે.
આજ રમવું તે મે'લી લાજરે. આવે માસ.
આ સ્વપ્ના સરખું થાય છે,
ત્યાં તો મોહન મોરલી વાય છે,
એવા દાસ રાજે ગુણ ગાય છે. આવે માસ.

---

## પદ ૨૮ મું—રાગ કાફી.

મારૂં કેમ ચાલે ઘરબાર રે, નાવલીયો ન્હાનો.
વિદ્યાની તો વાત ન જાણે,
બાળક બારે માસ રે.
બ્રહ્મચારીનાં લક્ષણ એનાં,
કાંને ભોગ વિલાસ રે. નાવલીયો.
પાંચ માસની પલવ બાંધી,
કહોની પુરૂં આશ રે. નાવલીયો.
નવ માસ નગરીમાં વીત્યા,
પછી થયો પ્રકાશ રે. નાવલીયો.
રંગી થઇને રમતો હીંડે,
આવે નહીં અમ પાસ રે. નાવલીયો.
એ વરથી અળગાં પડીએ તો,
જંગલ થાએ વાસ રે. નાવલીયો.
તારે મારે મળવું માંધું,
એમ થઇએ મન નિરાશ રે. નાવલીયો.
રાજેના સ્વામી અંતરજામી,
મહીયર મારે જાશ રે. નાવલીયો.

### પદ ૨૯મું–રાગ કાફી.

રામજી શણગટ વાળે રે, લટકો લેખાનો ટેક-
એમ ઉંચી માંડે આંખડી રે, નીચાં નેણ નિહાળે રે. લટકો
આડી અવળી મીટ ન માંડ, સામું જોઇને ચાલે રે. લટકો.
ભર જોબન ને જોગમાં રહેવું, દુર્જન દેશે આળ રે. લટકો.
આંખલડીના ચાળા કરતાં, માથે આવે ગાળ રે. લટકો.
રાજેના પ્રભુ અંતરજામી, મીટને મીટે ભાળ રે. લટકો.

---

### પદ ૩૦ રાગ કાફી.

કલંક ચઢે શું કરીએ રે,
કલિજુગમાં કુડાં. ટેક.
વેરી વાત વધતી બોલે,
અવલે વચને મરીયે રે. કલિજુગમાં.
બાઇજી મારી બોલડ બાળે,
રોઇ રોઇ આંખો ભરીએ રે. કલિજુગમાં.
દુર્જન લોક લવે છે તેમ તેમ,
કાને કો'નું નવ ધરીયે રે. કલિજુગમાં.
જેમ પશુ પલકાવે પુછે,
તેમ તણાતાં જઇયે રે. કલિજુગમાં.
રાજેના પ્રભુ અંતરજામી,
તમને જોઇને ઠરીયે રે. કલિજુગમાં.

---

### પદ ૩૧ મું

હરિ આવ્યા છે દાવે, જાવા નહીં દઉં હાવે.
ઘેરીને ઘાલીશ ઘરમાં, હું આંગણે ઉભી રે'શ,
જદુનાથજી જાશે ત્યારે, હું ઉત્તર જશોદાને દેશ. હરિ.
શામળીયો મોહામણો, પુઠ પાછળ ડોલ્યુ ધાય,
એવા નાથ મુરારદા રે, લીલું દેખે ત્યાં જાય. હરિ.
પ્રેમના ભોગી પ્રભુજી, પ્રીતની જાણે પેર,
એવાં હેત ઓછાં જાણીને, આવતા નથી ઘેર. હરિ.
શું કરીએ સંસારમાં, વિઠ્ઠલ વારો વાર,
રાજેના સ્વામી રસ ભર્યો, મારા પ્રાણ તણા આધાર. હરિ.

---

### પદ ૩૨ મું.

મારા ઘર પછવાડે કા'નુડો તે,
મોરલી સીદ વાહે;
મોરલી કેરા શબ્દ સુણીને,
મુને નયણે નિંદ ન આવે. મોરલી.
સ્વપ્નામાં શામળીયો દીઠો,
મોરલીએ ચટકાવે;
લેહેરે લેહેરે જાય (મારો) જીવડો,
કોઇ વિખડાં, નવ વાળે. મોરલી.
ગોકુલમાં ગોવિંદજી ગારૂડી,
ત્યાં મુજને લેઇ ચાલો;
રાજેના સ્વામી અંતરજામી,
એક વાર ગોકુલ મહાલો. મોરલી.

પદ ૩૩ મું.

મને મહીયર જોવાના કોડ, મારી સહીયરો રે;
મને વ્હાલા શ્રી રણછોડ. મારી સહીયરો રે.-ટેક
સાસરીયું મને ગમતું નથી,
તે તો લાગે કડવું વિખ રે;
ડાહ્યાં થઇને શિખામણ દે છે,
મને તે રે ઘણેરૂં દુઃખ. મારી.
સાસુ મારી સાપણ સરખી,
તે ડંખે તતકાળ રે;
ડંખતણાં દુઃખ કોને કહીએ,
એવી સાસરીયાંની જ્વાળ. મારી.
સસરો મારો રાખસ સરખો,
જેઠ જેવો જમ રે;
નાનો દીએરીઓ તો મેણે મારે,
મારો પરણ્યો કરે ધમાધમ. મારી.
દેરાણી તો દુશ્મન થઇને,
જેઠાણી જીવ લેણ રે;
પેલી નણદલ કેરૂં મુખડું બાળો,
તે બોલે કડવાં વેણ મારી.
સાસરીયામાં સુખ નથી,
અમે દુઃખનાં દળણાં દળીએ રે;
રાજેના સ્વામી અંતરજામી,
જેમ રાખે તેમ રહીએ રે. મારી.

પદ ૩૪ મું—રાગ પંચમ.

થાળ ૬ ઠ્ઠી.

તમે આળસ નાં કરૂ આવતાં રે,
મેં તુ ભોજન નીપાયાં[1] છે ભાવતાં રે.
ઉઠુ નાવાને નાથ કરૂ પોતીયાં રે,
પછે પાલટુ[2] પીતાંબર પીનીયાં રે.
વ્હાલા બાજટ નાખ્યાં બેસણે રે,
પછે ઊદક મુકયાં છે આંગણે રે.
લાવે ચતુરા ચલાંણાં તેલનાં રે,
વ્હાલા મેહેક[3] જુઉની મોગરેલનાં રે.
વ્હાલા સેવા કરે સહુ સુંદરી રે,
જૂએ નાથને નાર નેણાં ભરી રે.
લાવું કુંકુમ કેસર ભાવના રે,
પછે ચરચીએ ચંદન બાવના રે.
જમુ સોનાની થાળમાં શાંમજી રે,
તમે ગોપીના ગોવિંદ વીશરામજી રે.
આવુ પાતળીયા બેસુ પાટલે રે,
મારે હરખ વાધ્યુ છે આજ આટલે રે.
વ્હાલા ઝારી ઝલેલી ને ભરી રે,
તે તુ ઊટકી[4] ઉત્તમ જુગતે કરી રે.
વ્હાલા પેર પેરનાં પકવાંન છે રે,
તેવા ભાવના ભોગી ભગવાંન છે રે

---

૧ કર્યા ૨. બદલો. ૩ બેહક, સુગંધ ૪. માજી,

અમે પ્રેમ કરીને પીરસીએ રે,
હરિ દેખીને હૈડામાં હીસીએ રે.
કર્યાં ખીર ને ખાંડ વડાં વેઢમી રે,
વ્હાલા સાં થયાં સવાદ જુઉ તે જમી રે.
વ્હાલા સેવ સૂંઆળી ને લાપસી રે,
પછે જોતાં જલેબી મન વસી રે.
પૂરણ પેંડા પતાસાં ને સૂખડી રે,
આવુ આરોગુ ગોપાળ ભાગે ભૂખડી રે.
વ્હાલા આંબાના[1] રસ ને રોટલી રે,
તે તુ ઘૃત સહીત લાગે ગળી રે.
વ્હાલા ગળવાંણું ગમતૂં થયૂં રે,
હરિ હેતનૂ સવાદ હૈડે રહ્યૂં રે.
મેં તુ મદગલ કીધા મા'વજી રે,
પછે મઠાનુ જૂઉ એક ભાવજી રે.
મેં તુ ભજીયાં કર્યાં છે ભલાં હરિ રે,
પછે ભાજી ભાવે તુ એક છે ખરી રે.
વ્હાલા તરતનાં તૂપ[2] આંપ્યાં તાવતાં રે,
પછે માંખણુ ને મહી લુભાવતાં રે,
વ્હાલા વંતાક વાલોલ ને લીલવા રે,
પછે સૂરણના સ્વાદ જૂઉ તે જૂવા રે.

---

૧. કેરીનો રસ. સુરતી શબ્દ હોવાથી સુરત જીલ્લામાં ચાલે છે. આંબા પાક્યા. ૨ ઘી

વ્હાલા રતાળુ પડોળું આવી મળ્યાં રે,
પછે કારેલાં કટોલાં એક તે તજ્યાં રે.
વ્હાલા કોળાં તૂંબડાં ને તુરીઆં રે,
પછે ટીંડસાં ને ટીંડુરીઆં રે.
વ્હાલા વટાંણું વસેકે જાંણીએ રે,
તે તુ વારૂ વધાર્યાં છે આંણીએ રે.
વ્હાલા શાક થયાં સહુ ભાવતાં રે,
તાંહાં મોહી પાટોસણ છમકાવતાં રે.
વ્હાલા ખાટાં ને મીઠાં માંણજો રે,
પછે તીખાં ને તમતમાં જાંણજો રે.
વ્હાલા કુર[1] કંસાર ને લાડુઆ રે.
પછે દૂધ દોહીને ભર્યો ગાડુઆ રે.
મેં તુ પ્રેમે કર્યાં છે પતરવેલીયાં રે,
માંહે ભાવનાં મેળવણ ભેળીયાં રે.
વ્હાલા ખાજાં તે ખેપે ઝાડજોર[2] રે,
કુને ભાએગે ભૂકુ એક પાડજો રે.
વ્હાલા કેળના કીધા કાતલા રે,
પછે પાપડ સેકયા પાતળા રે.
વ્હાલા કેરી કેરાંનાં રૂડાં આંથણાં રે,
પછે આદૂ ને લીંબૂ તે ઘણાં રે.

---

૧ ભાત. ૨ ખાજો.

વ્હાલા હરડે ને હલદર લીલડી રે,
માંહે વાંસુટાં[1] વશેક જુઉ બીલડી[2] રે.
વ્હાલા કરમદાં કુંઆર[3] ને કાકડી રે,
જૂઉ રાયતાંને રાઇ કેવી ચઢી રે.
વ્હાલા કેરની[4] કઢીનુ સડકડુ રે,
માંહે કાચરીનૂં એક બડકડુ રે.
વ્હાલા સંભારને વળી જે કૈં વીસરે રે,
ખટક[5] મનમાંથી નહીં નીસરે રે.

વ્હાલા છેલાં જમણુ હુએ છાસનાં રે,
તમે વચન વીચારૂની દાસનાં રે.
વ્હાલા છાસ વઘારી છરમલે રે,
પણુ કાળજૂ ઠરશે કરમલે રે.
વ્હાલા શીસ સખી સહુ નાંમીએ રે,
કૈં સીત[6] સીરામણી[7] પાંમીએ રે.
પછે જમીને ઉઠયા જદુનાથજી રે,
હવે પ્રેમે પખાલૂ હાથજી રે
આલૂં એલચી લવંગ બીડી પાંનની રે,
કરૂં ભાવની ભગતિ ભગવાંનની રે
વ્હાલા સેજ તળાઇ પાથરી રે,
હાવે થાઉની સૂખાળા તમે હરિ રે

---

૧ વાંસીમાં. ૨ બીલીનાં ફળ. બાળા બીલી. ૩ કુંવારના પાઠનું અથાણું. ૪ કેરાં. ૫ ખટકો. ૬ ટાઢું ૭ ખાવાનું,

વ્હાલા ઝીણી પીછોડી ઓઢણો રે,
વાયુ નાંખે છે વીનતા વીંજણો રે.
અમે સેવા સખી સહુ કીજીએ રે,
વ્હાલા લટકે લાહુ લીજીએ રે.
જદુનાથ જમે તે મહીમા ઘણું રે,
સખી જાગ તુહે[1] નોંધડુ[2] રે.
રાજેના રસિયા (નાથ) માંને વીનતી રે,
તમે જાંણુ છુ વાત કહીએ શૂં કથી રે.
વ્હાલા અજાંણ્યૂં કાંઇ તમને નથી રે,
પણ માંનીને લુ એ અમુ વતી રે.

---

## થાળ નાની.

આરોગોને અલબેલાજી, થાળ પીરસે જમોદા માજી,
વાવલા ઢારે રાધાજી રે. આરોગોને.
ખીર ખાંડ ને માંહિ ધારી, શીરા પુરી પર જાઉં વારી,
ઓધવ હાથે જળ ઝારી રે. આરોગોને.
સુંદર શાક તળ્યાં ઘીમાં, અથાણુલાં મેલ્યાં છે એમાં,
મેવા મીસરી છે દહીમાં રે. આરોગોને.
શાકનો સડકલડો વાગે, જમો હરિ ભુખડી ભાગે,
આ વાતમાં પુરૂષોત્તમ લાજે રે. આરોગોને.
આજની તાણેલી છે છાશ, તે પર શેમ લીએ વાસ
રતી એક જુડનકી આશ રે આરોગોને.

---

૧. નદુંાય. ૨. ન્હાનું.

ભાત મેં કમોદનો કીધો, વ્હાલે મારે માગીને લીધો,
સખી મેં પ્રેમ થકી કીધાં રે. આરોગોને.
આંબા રસ મેલું ગોળી, મૂકું માંહે ગોળ ઘણો ચોળી,
પાપડ ને સંભેરી રે. આરોગોને.
વ્હાલા મારા માગીને લેજો, તમારી કૃપાથી છે જો,
રતી એક રાજેને દેજો રે. આરોગોને.

---

થાળ.

તમે જમો તો જમાડું રે, જીવણ મારા.
વ્હાલા રે મારા આજ સપરવો છે દા'ડો
મારો હાથ આજે ઠારો રે. જીવણ.
વ્હાલા રે મારા શીરો પૂરી કંસાર,
માંહે ઘીની કરૂં ધાર રે. જીવણ.
વા'લારે મારા, ખાજાં જલેબી ને લાડુ;
જમો તો હૈડું થાય ટાઢું રે. જીવણ.
વા'લા રે મારા પહેરૂં કસુંબલ સાડી,
હું તો લાવું ઘીની વાઢી રે. જીવણ.
વા'લા રે મારા, જે જોઇએ તે માગી લેજો,
કાંઇ ખાટાં મોળાં કહેજો રે. જીવણ.
વા'લા રે મારા, હાથે ન જમશો તમારે.
કાંઇ આજે તો હમારે રે. જીવણ.
વા'લા રે મારા, આદું લીંબુંનું અથાણું,
માંહે રાયતું વખાણું રે. જીવણ.

વા'લા રે મારા, જમનાનાં નીર ભરી લાવું,
કાંઈ આચમન કરાવું રે. જીવણ.
વા'લા રે મારા, લવિંગ સોપારી ને એલચી,
કાંઈ બાસઠ પાનની પટ્ટી રે. જીવણ.
વા'લા રે મારા, દાસ રાજે ગુણ ગાય,
કાંઈ જુઠણ આપો તો ધરાય રે. જીવણ.

---

## આરતી.

આરતી આનંદ મંગળ ગાઉં,
સાંઇયાં દેવા સનમુખ થાઉં. આરતી.
સહીઅર સઘળી ટોળે થૈએ,
વ્હાલાજીને વારણે જૈએ. આરતી.
પ્રેમ કરીને પુષ્પે વધાવું,
સૂંદર મૂખડાં જોઇએ આવું. આરતી.
જૂગલ રૂપ રઘુવર જોઇએ,
મોહન મૂખડાં દેખીને મોહીએ આરતી.
એ રસરૂપ રૂદેમાં રાખું,
આધન સઘળાં વારીને નાખું આરતી.
આંખે જોતાં આનંદ પામી,
રાજેના પ્રભુ અંતરજામી. આરતી.

## આરતી ૨.

આરતી કરવા અવસર લાધ્યુ,
ભાવે ભગત હરિની સાધુ. આરતી.
આ અવસર કેમ આળસી રહીએ,
વીનતડી વ્હાલાને કહીએ. આરતી.
ભુધર ભજતાં ભાવટ જાએ,
જેજેકાર જૂગો જૂગ થાએ. આરતી.
ત્રીકમ સાથે રાખુ તાંન,
મૂકુ મન તણું અભિમાન. આરતી.
ભાવ ભગત ભુધરને ભાવે,
હેત હુએ તાંહાં હરીએ આવે. આરતી.
વાહલપણે વ્હાલુ વશ થાયે,
સનેહ સાંકલ્યુ કંહી ન જાએ. આરતી.
તન મન તજમાં મેળ્યૂં ધાંમી,
રાજેના પ્રભુ અંતરજામી આરતી.

---

## હિંદી કવિતા.

### સાખી.

રાજે રૂદે બીચારીયા, કોઊ કીસીકા નાંહી,
કૂડ મનકી કલ્પના, મત રાખો મન માંહી.
રાજે રૂદીયા ઢુંઢ લે, તામે તત્વ સાર,
સાંઇકે સ્મરન બીના, કોઇ ન પાવે પાર.

## પ્રબોધ બાવની.

સાંઇયાં પાવે સો બીધ કીજે, બાવન અખરકી બુધ લીજે.
મેહેરમ મરમ દીયા મોહે બતા, બાવનકી બોલુ મતા.
બંદે તૂ બંદગી ભૂલ્યા, તન ધન દેખ કુટુંબમાં ફૂલ્યા.
જાને જગમે પેદા કીયા, તાકા નામ કબૂ ના લીયા.
માયા માહે ફરે મદ માતા, પડયા બીખે બીચાર નહી પાતા.
દેખ પેખ નરકમાં જાવે, જુ દીપક દેખ પતંગ ઝીપલાવે.
એસ્યાસે જુ રખે વેવારા, હુએ હાથમાં તબ લગ પીયારા.
જબ હે નર નીરધનીઆ હૂઆ, તબ બીચાર એસ્યાકા જૂઆ.
થડ છોડે ડાલુ ચીત્ત રાખે, પડે કુવે ને કુશળ તાકે.
આલ પંપાળે પાર ન પાસી, ભવ સાગરમાં ગોથાં ખાસી.
એસી એ કલજુગકી માયા, જે નહીં ચેત્યા તે પસ્તાયા.
ચેત રે મૂરખ મન અંધા, સાંઇ બીના સબ ખોટા ધંધા.
કકેસે સમરૂં કરતારા, જાસે જીવડા ઊતરે પારા.
પાર પાઉં સોઇ બીધ કરૂ, કકા કરતારકુ ચિત્ત ધરૂ.
ખખા ખોટ બડાઇ તજુ, સાચે હો સાહેબકૂં ભજુ.
સાચ બીના નહી સાહેબ પાઉ, ખખા એપ કરૂ ચિત્ત લાવુ.
ગગા ગત ગુમાઇ તેં તુ, સૂરત ન રાખી સાહેબસે તુ.
ઉંમર સારી અફળ ગમાઇ, ગગા એકૂ ગત ન પાઇ.
ઘઘા ઘટમાં[1] ચંત લગાઉ, મત કંહી દૂર દેશાંતર જાઉ.
દૂર ભટકતાં પાવે નાંહી, ઘઘા સો તું હે ઘટમાંહી.

---

૧. મૂળ પ્રતમાં 'ઘર' છે પણ 'ઘટ' જોઇએ.

નના ન રહે કોઉ નીદાંના, સબકો બેઠે મારગ જાના.
તાથે આંન ઉપાય સબ તજુ, નના નિત ઉઠ નાંમ હી ભજુ.
ચચા ચુપ કરૂ ચિત્ત લાઉ, રતન જનમકું અફળ ગમાઉ.
એ અવસર ફીર ફીર નહી પૈએ, ચચા તાસે ચુપ રહીએ.
છછા છાંના સુમરણ કરૂ, સૂન મંડળમાં સૂરતા ધરૂ.
સૂન મંડળમાં પાવે સાંઇ, છછા છાંને સ્મરણ માંહી.
જજા જબાનકુ વશ કરૂ, પર નીંદા સઘળી પરહરૂ.
કુડ કપટકી કાસળ જાવે, તુ જજા જાહેર સાહેબ પાવે.
ઝઝા ઝાંખ ઝાંખ ઉસરે, બીકટ પંથ ડગ કોઇ ન ભરે.
ન સંગ હો ન ખાવે કોઇ, ઝઝા ઝાઝા બાદેફ સોંહી.
નના નેચા મનમાં લાઉ, દીલકી દૂગધા દૂર ગમાઉ.
દીલ દૂગધા તબ દેખે નાંહી, નના નેહા હે ઘટમાંહી.
ટટા ટેક એકસે રખુ, ઠાંમ ઠાંમ નહી પાલવ સકુ.
ઠાંમ ઠાંમ દીલ દાસી ધરે, ટટા સો ટળવળતી મરે.
ઠઠા ઠગ ઠગ ભાગે નાંહી, જબ લગ જીવડા હે હદમાંહી
હદ છોડ બેહદ જા લાગે, ઠઠા તબહી ઠગ ઠગ ભાગે
ડડા ડગ દેખકે ભરૂ, સાધ પુરૂષકી સેવા કરૂ.
સાધ સેવતાં સાહેબ પાવે, ડડા ડર સઘળા મીટ જાવે.
ઢઢા ઢોર સરીખા કા'વે, સાહેબકું જે ચંત ન લાવે.
પરગટ પાપ અલેખે કરે, ઢઢા ઉહી ઢણુકતા મરે.
રેણા મેહેણા મોટા શીસ, દીલ દૂગધા રૂદયામાં રીસ.
શરીર ન નીકસે સાંસે માંથી, તુ રેણા મેહેણા ભાગે કાંથી.
તતા ટેક ન વારૂ ભાઇ, .કામ ક્રોધ ને માન બડાઇ.
આવરદા સઘળી ઊવેખુ, તતા તબહી સાહેબ દેખુ.

ચથા થીર રાખુ ઇયા મનકુ, મન ડગાવે મુનિ જનકુ.
જબ લગ મન એ દહુદિશ ધાવે, થથા તબ લગ થીર
કયું પાવે.
દદા દેશી મીલે જબહી, દીલકી બાત કેંવાએ તબહી.
તાથે બોલત પ્રેમ પરકાશે, દદા દીલકી દુરમત નાશે.
ધધા ધીરજ તબહી આવે, સેહેજમાં જય સૂરત સમાવે.
આપા મીટે ઉરમી ભાગે, જો ધધા ધ્યાન ધણીસેં લાગે.
નના ન રહે કોઉ નીદાંના, મગકો બેઠે મારગ જાના.
તાથે આંન ઉપાય સબ તજુ, નના નિત ઉઠ નામહી ભજુ
નના નીરખો સાહેબ એક, તાકે જાત વરણુ નહીં લેખ.
છીત અ ગીત નહી કછૂ વાકે, નના નીચ ઉંચ નહીં તાકે
પપા પૂરણુ પરચા આણો, દૂર નહી ને દિલમાં જાણો.
હે તબ ના કછૂ હાથ ન આવે, પપા પ્રેમે પીયૂજી પાવે.
ફફા ફેરે ખાયુ અનંતા, સત ગુરૂ બીન સૂઝે નહીં પંથા.
સુધા સતગુર ક્રાને લાગે, ફફા ફેરે તબહી ભાગે.
બબા બાત બીચારી ભલી, નીતર[1] ગોથે ખાતે વલી.
સો સતગુરને કીની સાર, બબા બતાયા બુહુત બીચાર.
ભભા દૂજા ભેદ નીવારૂ, ઉરમાં અંતરજામી ધારૂ.
બોલે સોહી બ્રહ્મ પીછાંનો, ભભા ભાવ સબ ભીતર આંનો.
મમા માંહે મરમ હે સોહી, મો જન જાંને બીરલા કોઇ.
અલખ લખે કો લેખનહારા, મમા માંહે મરમ અપારા.
જજા જેર નહી મહેવાસી, તબ લગ નગર નીરાંત ન ખાસી.
ચેતનકી જો ચોકી ધરે, તું જજા જે રસ બુહુ કરે.

---

૧. નહિતર.

રરા રૂદીયામાંહી નિરખો, દેહ માંહે દીલ જાની પરખો.
અંતરગતમાં લેહે લગાઓ, રરા રૂપ જો દેખા ચાહો.
લલા લોભે ભટકત ડોલે, આઠુ પુર અસત સુખ બોલે.
જીનકા જાએ જુવાબ કયા દેશી, લલા લેખાં સાહેબ લેશી.
વવા વિચાર વચનકા કીજે, નરવખ[1] હોકે નાંમહી લીજે.
એ શીખામણ દેઉ મન તોસે, વવા વાદ ન કીજે કોસે.
સસા સબ દિન સરખે નાંહી, દુનીયાં દેખો ફીરતી છાંહી.
રવી શશી સોહી પંથ પેખો, સસા સબકો જાતે દેખો.
ખખા ખેલ અલખકા એસા, જાંહાં જાંહાં દેખો તાંહાં તાંહાં તેંસા.

કરે આપ ઓર શીર દેવે, ખખા ખબર ઓ ખાવીંદ લેવે.
શસા સબૂરી કરકે રહીએ, સૂખદુઃખ શીસ પડે મો સહીએ.
કાહા કીસીકૂં કેહે સુનાઇએ, શશા સાંઇ બીન સૂખ ના પાઇએ

હહા હેદ્ નર સબ તેરે, મેહેરમ તૂ દેવે શીર મેરે.
કાહા પ્રાંનકુ પરવશ નાખો, હેહા હું તું કરતા રાખો.
એતા ભાવ ભલેકા કહા, સરસ અખર સધીમાં રહા.
તે માંનુ હેત તવ સારા, અઇઆ અખર ભલેથી ન્યારા.
ઉતપોન હુએ તેમાં સારી, સૂનો રે સબે નર નારી.
જાપ પાખંડુ[2] જગત સબ ધાવે, પરગટ તાંહાં પરતીત ન આવે.
પરગટ સાહેબ બોલે સોહી, મત જાનો કે દૂજો કોઇ.

---

૧. નિર્વિષ. ૨. પાષાણું

રાજે કેહે રખવાલા સોહી, તા બીન દુજા ન દેખ કોઇ.
શીખે સૂને સોહી સૂખ પાવે, રાજે રઘુબરકે ગૂન ગાવે.

---

## સાખી.

રાજે રઘુબર જાનકી, જાકે રૂદીયા માંહે;
તાંહાં કીરપા કરતારકી, વિઘ્ન ન આવે તાંહે.
રાજે રે'ણી મન રાખે, તુ કેહેણી પરમાણ;
કેહેણી ને રેહેણી નહી, તબ લગ કાચા જાણ.
રાજે રેહેણી મન રખે, તુ કેહેણી પડે કબૂલ.
સાહેબ દેવે દેખ કે, માલ સરીખા મૂલ.
રાજે રે'ણા દોહેલા, સચ્ચા સાહેબ સાથ;
બરત બાંસ પર ખેલના, ખોટી ચલે ન ઘાત.
બજાવા બાજી રચી, માંહે રમે છે નાથ,
સંકેલે છે સાજની, જુઓ વીચારી વાત

---

## જ્ઞાન પેહ્મ કળા.

અમાવાસ અલખકૂ ભજો, દુજી આંન અવદા તજો,
પરમેશ્વરસે રાખો પ્રીત, અમાવાસકી એહી રીત.
પડવે પરથમ સાહેબ એક, તાકે ભએ બીસ્તાર અનેક,
તે દેખી ભૂલે મત પડો, થડ ગ્રહો તો ટોચે ચડો.

દુજે દૂજા મીલે ન કોઇ, આધ અંત હે સાહેબ સોહી;
સો સાહેબ રૂદીયામાં જાણો, દુજી દુગ્ધા મન મત આણો.
ત્રીજે તરવેણી મન રાખો, અઝરજ રે'તાં અમૃત ચાખો,
અમૃત ચાખે ભેદો ભોગી, કે રસ ચાખે જાંડ્યા જોગી.
ચુથે ચાર ખૂંટ ફીર આઉ, સાચ હુએ તો સાહેબ પાઉ,
સાચ હુએ તો સાહેબ નેડી, ચુથે ચિંતા ટાલ ખલેડી.
પાંચુ પંચ તત્વકા હુઆ, તામે બોલનહારા જૂઆ,
બોલનહારેકૂ કો બૂઝે, તુ પાંચુ પરગટ સાહેબ સૂઝે.
છઉ છત અછત બી નાંહી, જાકૂ હુંઢો સો ઘટ માંહી,
સો સાહેબ તો તબહી પાવે, તાસુ જો કો સુરત લગાવે.
સાતુ જો કો સૂરત લગાવે, તુ આપે ખોવે આપે પાવે
પાવે પીયૂ મીટે પસ્તાવા, સાતુ સૂધા રાખો હાવા.
આઠુ અંતરજાંમી જાંનો, શબ્દ કથે સો સાચો માંનો,
સત શબ્દ લે હુંઢો તનમાં, આઠુકા હે આથકુ બનમાં.
નવૂ નેચા મનમાં રાખો, અસત નીવારો સતહી ભાખો,
સત શબ્દ સાહેબકુ ભાવે, નવુ હૃદન રંજન પાવે.
દશુ ભએ દશુ અવતારા, કરતારકી ગત અગમ અપારા,
હે સબ માંને સબસે ન્યારા, દશુ દશાકો બૂઝનહારા.
એકાદશી ઓળખે કોઇ, જાકૂ સતગુરૂ મીલીયા હોઇ,
સૂધા સતગુરૂ પંથ બતાવે, એકાદશી રહો આનંદ પાવે.
બારૂ બૂધ બીચારો એસી, એ દુનીયાંકી આશા કેસી,
એસે સારૂ સાહેબ ખોવે, બારૂ બૂધ બીચાર ન જોવે.
તેરસકી તક કોઇ એક પાવે, જાકુ સતગુરૂ ભેદ બતાવે,
ભેદી બન્યા ન પાવે ભાળ, તેરસમાંહે તત્વ માલ.

ચઉદેશકા ચમકારા હોવે, તુ સમરથ સાહેબ સહુકો જોવે.
સૂધા દેખ્યા સમરથ શાંઇ, ચઉદશકે ચમકારે માંહી.
પૂનમ પરગટ ભયા અજવાળા, નેનુ નિરખ્યા દીનદયાલા
દીન દયાલા નેનુ નિરખ્યા, પૂનમકે અજવાલે પરખ્યા.
સંપૂરણ ભઇ સોળે કળા, સતગુરૂ ભેદ બતાયા ભલા,
એ રંગ રાજે કોઇ એક બૂઝે, સોળ કળા નાંહી સબકુ સૂઝે.

સાખી.

રજ્જે રંગ કરતારકી, જાને જાનનહાર,
મૂખસે મેં કેતી કહૂં, સાહેબ અગમ અપાર.

---

બિરહ બારમાસી.

૧

કંથ કારતક માસમેં, મોંહે છાંડને છાંના ગયા,
જાતા ન જાના પીઊજી, અબ પ્રાંન પસ્તાવા રહ્યા.
પસ્તાવા દીઆ મેરે પીઊને, કીત જા કરૂ અરદાસ રે,
આધાર અખીંઉકા ગયા, અબ કુહુ જીવૂ કીત આશરે.
આસરા એકૂ નાંહી, મેરે પીઊજી જબ પરહરે;
રાજે સૈંયાં બીન એકલી, અબ સખી ઇન બીધ ઉચરે.

૨

માગસર માસે મીત નાંહી, અનત હે અન ભાવને;
જાકી બીરહન બાટ દેખે, સો નજર નહી આવને.
નાઉ નજર નહી આવતા, ગુહૂરે સહીઓ અમ કા કરૂં;

કજરા કીએ કંથ ચંત ચઢે, સનગાર સબ અબ પરહરૂં.
સનગાર કૂછ સોલે નહીં, મેરે કંથ બીન સબ કારમાં;
રાજે સૈંયાંબીન કયું રહું એ, ભર જોબનકી બાહારમાં.

૩

સાઠ દીન સહીઓ હો ગએ, ફીર પોસ પાપી પાલવા;
તબ બીરહિની બ્યાકૂલ ભઇ, જોબન રહે નહીં જાળવા.
જાળવા જોબન નાં રહે, ખોલેઉ અબલા એકીલી;
સંતાપ જાતા નહીં સહ્યા, અબ સુત દેતુ બી ભલી.
મુહત દે રે મીત વાળી, કહે ક્રાધે કાંમની;
રાજે સૈંયાં બીન એકલી, રોતાં જો જાએ જામની.

૪

માસ મહા આયા રે નહિ એ, હજૂ ન આયા કંથ રે;
નીકલૂ નાઉકુ ઢૂંઢણે, પૂછૂ પીયાકા પંથ રે.
પંથ પૂછૂ પીઉકા અબ, લાજ લોકનકી તજૂં;
પલવટ વાળુ પ્રેમકા અબ, સૂરત સાંઇઆં પર સજૂ.
દે સીખાંમણ સબ સખી, તૂં જાતી હે કીસ કારણે;
રાજે સૈંયાં હેતે મીલેંગે, જીવ રાખુ ધારણે.

૫

ફેલ્યા ફીર દુઃખ ફાગણે, સૂખકે જો સૂકે ઝાડ રે;
પરહરી પણુ પીઉને, પે'લે લડાએ લાડ રે.
હોળી હૈએ મેરે જળે. સબ સખી ખેલે ફાગ રેઃ

ઇસ સમે સજ્જન ઘર નહી, અંગ ઊપજે બેરાગ રે.
બેરાગ બાલી વેસમાં, સંતાપ સજની કર્યું સહીએ;
રાજે બાલમ સાંઈકુ, દુઃખ દીલકા કીનકુ કહીએ.

૬

ચૈત્ર માસે ચેન નહી, રોતી ફરૂં દીન રેન રે;
પલ પો'ર પીઆ બીન પાપની, નદીઆં સો ઊલટી નેન રે.
નેનુ નદીઆં બહે ચલી, દુઃખકા ન દેખું પાર રે;
કુની મન કેસે ઠરે, એકુ નહી આધાર રે.
આધાર ઊનકુ કાહેકા, પરદેશ જીનકા પીઊ રે;
રાજે સૈંયાં બીન ઝુરતાં એ, અંત જાસી જીવ રે.

૭

વૈશાખ વેરીને હરા, અબ તુ ન બિસરે અધ ઘડી;
ભુજંગ તુ જોબન ભયા, કીસ ઠાંમ જાને રહું ખડી.
ખડી રહું કીસ ઠાંમ જા, મનકે મનોરથ આપની;
પરદેશ જીનકા પીઊજી, ઊનકે કલેજે તાપની.
તાપની તનમાંહે મેરેઃ બુઝે નહી બાલમ બીના;
રાજે કે સાંઇ સાર કર, અબ દેખ સ્વામીસું રીઝના.

૮

જેઠ માસે નેટ સખીઓ, નાઊ ન આયા હજૂ;
પ્રાંન જાસી તલખતાં, કો કરૂની કંથસે રજૂ.
રજૂ કંથસે જે કરે, ઊનકે મેં જાઊં વારણે;

એક સેજ તુ સાપન ભઇ, બીરહા મીસ્રી હે ના રહે.
મરણ બી સુખે ભએ, સંતાપ ઘેરે સહીઓ;
રાજે કે સાંઇ ભલી કીની, કથકૂ કોઉ કહીઓ.

૯

આષાડ માસ આયા સહીઓ, બોલેઉ અબલા અનમની;
સંતોક નાંહી સેજ સૂની, બીપત કાટે બિરહની.
ગગન ગરજે મેહૂલા, બોલે બપૈઆ મોર રે;
બિરહીની દુઃખ ભોગવે, આયા ન કંથ કઠોર રે.
મોર ઘૂમે ઘટા કાળી, ચમકે ચુચક દાંમની;
રાજે સૈંયાં બીન કયું રહે એ, ભર જોબનમાં ભાંમની.

૧૦

સખી સરાવણ માસકા, સંતાપ અબ તુ અત કસે;
દુઃખ કે દરીઆ ઊલટે, સુખ ન જાનું જે કાંહાં બસે.
સૂતાં ન આવે નીદડી, બેઠાં ન ભાવે બાત રે!
રૂંધણ ન ભાગે પીઊ બીના, કેસે કટૂ દિન રાત રે.
રેન રોતાં જાએ પીઊજી, મેહેર ન આવે તજે;
રાજે કહે એક સાંઇ બીન, નહી આસરા દુઆ મીજે.

૧૧

ભાદ્દ માસે ભામનીકા, મન મીલનેકૂ તપે;
જુ બપૈયા પીઊ પીઊ કરે, તું કામિની કંથકૂ જપે.
જપે કંથકૂ કામિની, બેહદ ત્રસે મેહૂલા;

સૂળી જો ઉપર સાથરા, એસે જીવેથી મરના ભલા.
અવધ પુ'ચી આવસી, સબ સખી કહે દુખ મત કરૂ;
રાજે સૈંયાં જીન બીધ મીલે, ઉદ્યમ એસા આદરૂ.

૧૨

આસો માસે આસ પુગી, અબલાકે આરત ફળે;
પીઊજી પરગટ ભએ, સંતાપ સખીઓ સહુ ટળે.
સંતાપ ભાગ્યા સુખ ભયા, સબ સખીયાં ગાય રે;
હાથ મોતન થાળ લે, પીઊકૂ બધાને જાય રે.
પ્રેમે બધાયા પીઊકૂ, નમી સૌ ચરનુ જાયકે;
હેતે હુરદે કંથકૂ, લીના જો કંઠ લગાય કે.
બારે માસ બીલાપ કે, કો સૂનેગા ધર ધ્યાંન રે;
દીદાર ઊનકૂ સાંઇકા, જો રખે દીલે ઇમાંન રે.
ઇમાંન કાઊ ન માંનહે, વીસવાસ કરકે ગાય રે;
રાજે સમરૂં સાંઇ સાચા, જનમકે દુખ જાય રે.

---

પદ ૧ લું–રાગ ધુમાર.

બાલ લીલા રઘુનાથકી, સુરનર મુનિ ગાવે;
તુલસીદાસકુ હુઇ કૃપા, નિત્ય દર્શન પાવે.
આનંદકે દિન આયે રે હરિ, હોરી ખેલુ—ટેક.
મુરે આંબ ને કેશુ ફુલે,
રૂખ રંગ ફીરાયો;

ચુઆ ચંદન ઔર અરગજા,
કેસર માટ ભરાયો. હરિ હોરી.
સબ સખી મીલ ઘેરી શામકું,
આજ એકલો પાયો;
ભર પીચકારી છરકત નારી,
મોહનજી અકળાયો. હરિ હોરી.
હાર રહે ગોવાલનસે ગોવંદ,
સંગ સબ પ્યારે બોલાયો;
ઘર દિનકે તમ હી ઘૂતારે,
અરથ પડે ઓલખાયો. હરિ હોરી.
ચુકસ નાર ચીલી નરહરકુ,
નેનુ માંહે સમજાયો;
છરકી પાઘ ને છરકી અંગીયાં,
નીકે નાથ બતાયો. હરિ હોરી.
રાજે કે પ્રભુ સબ સાધુ મીલ ગાયો,
આનંદકે દિન આયો. હરિ હોરી.

---

પદ ૨ જી.—રાગ ધ્રુમાર.

બૃંદાબનમાંહે ખેલત હે નર નાર—ટેક.
તાલ મૃદંગ ઝાલરી બાજે,
ઝાંઝરકો ઝમકાર. બૃંદાબન.
આજ તુ લાજ કરૂ મત કોઇ,
સબહી એકાકાર. બૃંદાબન.

દેખને લોક દુહુ દિશ-દોરે,
આવત હે એકી લાર. બૃંદાબન.

સન્મુખ રહી રંગીલી રાધા,
સજે સબ સનગાર. બૃંદાબન.

ખેલત કા'ન કામિની સંગે,
દેખત સબ સંસાર. બૃંદાબન.

કરત કલોલ કૃષ્ન સંગ રાધા,
તુટયો નવસર હાર. બૃંદાબન.

નર પશ્ચ હોય નાચસે એલો,
મત રાખો અહંકાર. બૃંદાબન

ભૂધર ભમર કેતકી કાંમિની,
ખીલ રહી ગુલજાર. બૃંદાબન.

રાજે કે પ્રભુ અંતરજામી,
આનંદ હોત અપાર. બૃંદાબન.

---

પદ ૩ જું

જમના કે તીરમાંહે મોહન બેન બજાવે—ટેક.

કામ કાજ કછુ હાથ નાં લાગે,
મોરલી મોહ ઉપજાવે. જમનાકે.

ગાય મોહી ગિરધરકે નાદે,
વાછરૂ દૂધ નાં ધાવે. જમના.

પશુ પંખી તરૂપરથી મોહે,
સબકુ આનંદ ભાવે. જમના.

જલ થલ વન વેલી સબ મોહે,
રંગી રંગ ઉપજાવે. જમના.

સાસુ સુત નણુદ વહુઆરૂ,
સબહી દેખન આવે. જમના.

ધ્યાન ધરતે ધ્યાની ભૂલે,
મુનિ મુખસે ગાવે. જમના.

મોહી રહે શશી ઓર તારે,
સબહી આનંદ પાવે. જમના.

મહીયારી મહી વેચતી મોહી;
ગોરસહી ઢુલ જાવે. જમના.

રાજે કે પ્રભુ અંતરજામી;
સાન માંહી સમજાવે. જમના.

---

૫૬ ૪ શુ.

તાલુ તન કીજે સબ દેખે લોક—ટેક.
સમજ ચલો તો સબસે વારૂં,
હાણુ સલુકે લીજે. સબ.

ખરચો દામ કીંમત બહુ હોવે,
એસો માગકે ન પીજે. સબ.

નાગી બહોત બનાઈ શામજી,
સબકો દેવ રીઝે. સબ.
તમ ઢાળો ગેટીસે ગોરસ,
એ દેખો હમ બીજે. સબ.
ખીર ને ચોખી બીંજાતી મોહન,
હમ ઘર આગુજી ખીજે. સબ.
દેના નિત ગોકુલમેં મોહન,
ગોવિંદ એસે કામ કરીજે. સબ.
આહીર લોક સદા હમ આરે,
દહાડી દાણુ ભરીજે. સબ.
આસ પાસ સબ દુર્જન દેખે,
તાહીથે હમ બીજે. સબ.
રાજે કે પ્રભુ અંતરજામી,
હેત હુએ તો દીજે. સબ.
સબ દેખે લોક લુંટા લુંટ,
એસી અબ નાં કીજે. સબ.

---

પદ. ૫ મું.

ઓં આવત હે રામ, અચેતન ચેતો.
કેહેત મનોવરી સુનરે મૂરખ,
જાસી તેરા કામ. અચેતન.
પાનીમાંહે પાખાન તારે,
એસા ઉનકા નામ. - અચેતન.

તાકી તરીયા કાહેકુ આંની,
કુડા કીના કામ. અચેતન.
કીરકુ કુલ સુત ઉદ્ધારે,
બેઠા નહીં કછુ હામ. અચેતન.
સ્વપ્ને દેખ્યા સોહી નીપજે,
કીતી તૃસા પામ. અચેતન.
એક બાંહરે બહુ રંગ કીના,
ધીકાવી દીના ધામ. અચેતન.
લંકા માંહે મહા સુખ કરતે,
સો સુખ હુવા હરામ. અચેતન.
વાંકા રામ મનકુ ગ્રહેવા,
અબ છુટેગી સામ. અચેતન.
દસો શીસ હુ હિશ રોલે,
જો હરિસું ઘાલી હામ. અચેતન.
એક પલકમે પાદર કીના,
જુઓ લંકા ગામ. અચેતન.
રાજેકે પ્રભુ અંતરજામી,
ભલી ઉતારી ભામ. અચેતન.

---

પદ ૬ ઠું

રંગભેર રઘુનાથ અજોદ્યા આયે—ટેક.
રાવન માર બિભીખન થાપયો.
આછી કીની બાત. અજોદ્યા

ઉડા દીયે રાવન મહી રાવન, અન્નોદ્ધા.
જ્યુ તરૂવરકે પાત.

સીતા રામ લછમન ભાઈ, અન્નોદ્ધા.
હનુમાન હે સાથ.

ભરત શત્રુઘ્ન ભી સબહી શોભે, અન્નોદ્ધા
ધનુક બાન હે હાથ.

ધન ધન રે દશરથ તનું કુળકુ, અન્નોદ્ધા
ધન કૌશલ્યા માત.

કપટ નહી ચલે કર્તા સાથે, અન્નોધ્ધા.
કુમત કીજે ઘાત.

દુનિયા આની દર્શન પાવે, અન્નોદ્ધા.
ઊગતે પ્રભાત.

લાખુ લોક દેખનકુ આવે, અન્નોદ્ધા.
આવે અઢારે નાત.

હરખ અપાર ઉપજે સબનકુ, અન્નોદ્ધા.
માનુની મંગલ ગાત.

રંગ અભંગ ગરમેનીકુ
દાઢી * * સાત. અન્નોદ્ધા.

રાજે કે પ્રભુ અંતરજામી,
રહી જુગો જુગ બાત. અન્નોદ્ધા.

———

પદ ૭ મું.[1]

લગને લાગી હોય સો જાને રે.

લાગી લગન છુટે નહીં રે, શીશ દીયે જ્યા જાત,
તન મન અર્પું તુજને રે, તુમ બીના કછુ નાં સોહાત. લગન. ૧

નાદના મોહ્યા મૃગલા રે, રીઝ રહે દીલમાંહી;
શીર પર સાંધે પારધી રે, મો તે માલમ નાંહી રે. લગન
હોંસ હૈયેમેં રહે ગઇ રે, દાઝ રહી દીલમાંહ,
મીતર મીલકે એહ ગયે રે, પડી રે કલેજે પાર રે. લગન.
છાંની એદના બીરહકી રે, લાગી અંગો અંગ,
રાજેકે પ્રભુ અંતરજામી, તેસું લાગ્યો મેરો રંગ રે.
લગન લાગી હોય સો જાને.[1]

---

પદ ૮ મું–રાગ કાફી, ચાલ ફેર.

મન પસ્તાવા હોસી, મત કોઇ પ્રીત કરૂ,
રેન દિનાં બીસરે ન બીસારે, રોય રોય નેન ભરૂ. મત.
જેસે મીન મરે બીન પાની, તેસે તલખ મરૂ. મત.
પ્રીત કરૂ તુ પ્રાન સટેકી, દુનીયાસે ન ડરૂ. મત.
ચકવા ચકવી રેન બીછોવા, તેરો ધ્યાંન ધરૂ. મત.
જૂઠે જાન ઊપજે અંગે, સાચા સબદ વરૂ. મત.
રાજેકે પ્રભૂ અંતરજામી, હેત બીના ન ઠરૂ. મત.

---

[1] આ પદ વિ સ. ૧૭૮૬ ની હસ્તલિખિત પ્રતમાં નથી, પણ બીજી તેની પ્રતમાથી ઉતારવામા આવ્યું છે

### પદ ૯ સું.

બીન દેખે દુખ પેંચે, નેનુ નેહ લગા.
નેન લગે તબ નેહુ નહીંયે, હે મત જાઉં ઠગા. નેનુ.
પ્રીત લગા પરદેશી સીધારે, તન મન આગ લગા. નેનુ.
હાથુ સુખ ઊપાયા સજની, સૂતા બીરહુ જગા. નેનું.
સપને માંહે મીલે મોહે મેહેરમ, જાગત જાય ઠગા. નેનુ.
રાજેકે પ્રભ. અંતરજાંમી, સાચા તૂંહી સગા. નેનુ.

---

### પદ. ૧૦ સુ

તુંમ પરદેસી પંખી, પ્રીત લગા કે ચલે.
મેં જાંના તુમ નેહુ નભુગે, કાંઇ ન કલ પલે તુંમ
તેરે કાજે સૂન રે સાહેબ, લોક કુટંબથી ટળે તુંમ
પ્રીત કીએ પસ્તાવા લાગા, બીરહુ બીજોગે જળે તુંમ.
રોય રોય રૂદન કીઆ રે મેં તુ, રહે ન રાખે ખળે તુંમ.
રાજે કે પ્રભ. અંતરજાંમી, મરતાં મારે ભલે. તુંમ.

---

### પદ. ૧૧ સું

જગકી જૂઠી માયા, કુણ કરે જંજાલ.
સબ બટાઉ બાટકે રે, કોઇ આજ કોઇ કાલ. જગકી.
બીટ પડે તબ ભજન ન હોવે, પેહેલી બાંધુ પાળ. જગકી
એક આવત એક જાત જગતમે. રેંટ કુવે ઘટમાલ. જગકી
નામ બગુ નરભે હો બેલુ, સાઇ સદા રખવાલ. જગકી.
એ સંસાર સોભા દીન દોકી, સતગુરૂ શબદ સંભાલ. જગકી.
રાજેકે પ્રભુ અંતરજામી, જુ જાણે તુ ટાળ. જગકી.

---

## સાખીઓ.

રાજે ગોપી કારને, ગોવિંદ ગાય ચરાય;
એ બાત જ ન્યારી નેહકી, મૂખસે કહી ન જાય.
રાજે રાધાકે અંગે, શ્યામ સજે ચનગાર:
રીત જ ન્યારી પ્રીતકી, કહીએ કાંડુાં પોકાર.
બાત જ ન્યારી પ્રીતકી, મૂખસે કહી ન જાય;
રાજે રાધા પગ ધરે, તાંહાં મોહન ગોદ બીછાય.
ઊલટી ગત ગોપાલકી, કોઊ ન જાને ભેદ;
રાજે એસે રંગમેં, વાકા નાંકી વેદ
સ્નેહ બીના સંસારમેં, પશૂ સરીખા પ્રાંણ;
કહે રાજે કુછ ના લહે, તે લાભ ખોટ ને હાંણ.
રાજે રંગકી બાતડી; ઓર પ્રેમકી પ્રીત;
જગમેં કો જાને નહી, બીજ બાસીકી રીત.

સમાપ્ત.